મ્હને આપો એક શાહઝાદા :
દિલવાડીનાં ફૂલથી વધાવું.

( બોલતાં બોલી, પણ્ પછી લજાતી લજાતી બુલબુલ જેવી બન્ને બાલિકાઓ ન્હાસી જાય છે )

**જહાંગીર** : ( જતીની પાછળ નિહાળી રહીને )
ખૂબ કીધી, અર્જમન્દ બાનૂ!
ઈસ્પહાનઝાદીને શોભે એવી કીધી.

( બાદશાહને બોલતાં સાંભળી અર્જમન્દ બાનૂ અરધે મુખડે આવે—લતામંડપને દ્વારે ઉભી રહે છે. )

**એક હિન્દુ ઉમરાવ** : ઈન્દ્રદેવે પૂરે છે ને
દેવાંગનાઓના વર વરવાના કોડ?

**જહાંગીર** : શાહબાનૂએ કુમારિકાઓને પરણાવવા માંડી છે.
જહાંગીરે કૌમારનો દુશ્મન નીવડશે.
સુલ્તાન ખુશરુ તો બાળવાખોર છે :
પરવીઝ પરન્દો છે મુલ્કમુલ્કનો.
ખુર્‌રમ શાહઝાદા ત્હારા થશે, ખાનઝાદી!
શાદી કરીને મેવાડ માથે ચ્હડશે.

( હસતી—ઝલકાતી હરિણી સમી ગાતી ગાતી અર્જમન્દ બાનૂ ભાગી જાય છે : જીવનનો આનન્દ માયો સમાતો નથી. )

મ્હારાં સ્વપ્નાં સાચાં પાડયાં,
ત્હમારાં સ્વપ્નાં સાચાં પડજો.

નારંગી આભ, મંહી ચંપેરી આભલાં.

**જહાંગીર** : નૂરે પઢાવ્યું છે 'જીવોને આનન્દી કરો.'
એક જીવને આનન્દી કીધો આજ.

**આસફખાન** : સારા જગતને હજી
આનન્દે પ્રફુલ્લાવવું છે ને?

**જહાંગીર** : ફોરમ ફોરતી ફૂલવાડી સરિખડું.
જગત કેમ હજી આનન્દતું નથી?

**એકઉમરાવ** : બેઅદબાઇ મઆફ છે? તો કહું.
જગતના સહુ જહાંગીરોને
નૂરજહાન નથી મળતી માટે.

**શાયર શાદ** : જહાંપનાહ! ઝુલ્મ છે ઝમાનાના યે.
લૂલાઓને યાત્રાઓ કરવી છે,
બદસૂરતોને સુન્દરીઓ વરવી છે.
ઘણાખરા માને, પોતે જહાંગીર છે :
ઘણાખરા માને, બીબી નૂરજહાન નથી.

**જહાંગીર** : જેને નૂરજહાન જોઇતી હોય
તે નરજહાન કને જઇને માગજો.
દીવામાંથી દીવો પ્રગટાવે તેમ
નૂરજહાન નરજહાનો પ્રગટાવે છે.

**શાયર શાદ** : સૂર્ય જેમ ચન્દ્રને ઝળહળાવે છે તેમ.
નામવર! સાંભળ્યું છે કે કેશવદાસજીએ
વીરસિંહદેવ બુન્દેલાનું ચરિત્ર આલેખ્યું,
ને જહાંગીરનામું કવિતામાં ગૂંથે છે.

આસફખાન : બુન્દેલખંડની માટી ગંગા ધૂવે જ ને.
બુખારા ને સમરકન્દ, બલ્ખ ને ઈરાન,
ઇસ્ફહાન ને શીરાઝના ગુલશન
ગુંજાશે, ને પૃથ્વીમાં પથરાશે,
ત્યારે પૃથ્વી મઘમઘી ઊઠશે.
માનવીની માટીની મૂર્તિપૂજા
ત્યહાં આથમી છે ઇસ્લામથી ;
આત્મપૂજની ગંગાઓ ત્યહાં પ્રગટી છે
ઇસ્લામના જહદ દંડના ગેબી પચ્ચાથી.
ઘોડીલા બલ્ખબુખારાના,
ઇસ્મોદિલેરજંગી મર્વસમરકન્દની,
શાયરી તો બસ શીરાઝની :
ને ધર્મધ્વજ એ મક્કામદીનાનો,
—અર્ધચન્દ્રનો એ લીલો ઝુંડો.
બાદશાહી સત્તાવનના છંટકાવે છંટાય છે
દેશપરદેશની સૌ ઇસ્લામી વિદ્યાપીઠો.
જહાંગીર : તૈમૂરશાહનો વડલો જગતમાં ફરી વળ્યો.
ખડી વાવ્યાં વિદ્યાનાં ઉપવન
જગતજ્યોત સમોવડા ચગતાઈવંશજોએ.
શાયરો ફકીરો સન્તો વિદ્યાગુરુઓ
વસે છે શારદાના એ લતામંડપોમાં.
જગતના બાદશાહોની ફર્જ છે કે
સરસ્વતીના લતામંડપોને સજીવન રાખવા.
શાયર શાહ : અકબરશાહી સલ્તનતના આસ્માનમાં

બુલન્દઇકબાલ જહાંગીરશાહનો સિતારો
શાહતખ્તે બેઠો ત્હારે
મર્વની શાયરીએ વધાવ્યો હતો
જગજ્જેતાનો એ જન્મોત્સવ.
હેરાતની ભાષા ફિરિશ્તાઓ બોલે છે :
ફિરિશ્તાઓએ વરસાવ્યા'તા ત્હારે આશીર્વાદ.

**આસફ્ખાન :** શાયરીના શરબત વિના
ઝીન્દગીની લિજ્જ્ત લુખ્ખી છે.
જગતના જહાંગીરનાં ને ઝુંપડીના ખેડૂતનાં
મ્હોરે ને પ્રફુલ્લે છે હૈયાનાં ફૂલ
કવિતામેઘનાં અમૃતસિંચનથી.

**જહાંગીર :** સલ્તનતનો શાહ બાદશાહ છે,
સલ્તનતનો આત્મા શાયર છે.
શાયરને હૈયે સૌન્દર્યપૂજા છે.
સુન્દરી ને કવિઓ જગતમાં હોત નહિ,
તો સૌન્દર્યપૂજા જગતમાં હોત નહિ.
કવિઓ જ ઉજવાવે છે જીવનના ઉત્સવ ;
શાયરો જ છે સૌન્દર્યમન્દિરના પુજારીવર.
અને આ શીરાઝી શરબત—

**શાયરં શાદ :** દ્હીઓએ પાઠવ્યો છે દ્હીમહેલેથી.

**આસફ્ખાન :** સાંઢણી કાલે જ આવી છે,
શીરાઝી શરબત લાવી છે.
મંહી કાશ્મીરનાં કેસર ઘોળ્યાં છે,
કન્યાકુમારીનાં મોતી ચોળ્યાં છે,
હિમાલયનાં હિમમાં ઠાર્યાં છે.
અંગુર હાફીઝગાહના બાગમાંથી વીણેલી છે.

**જહાંગીર :** ત્હારે તો આજ
જીવનમાં કવિતા છલકાઇ જશે.
નિત્યે ને નિત્યે ભરીભરીને
દાહ્ણાનૃ યે કેટકેટલા પાય છે
સૌન્દર્યના રસછલકન્તા પ્રેમકટોરા !

**આસફખાન :** ( એક લીલમલીલો શરાબદૂભે માણેકપ્યાલીથી ઢાંકેલો છે તે દાખવીને )
રૂમશામનો આ લીલમકૂજે છે :
રત્નજડેલો ને સોનાસળીએ બાંધેલો.
ગૌડબંગાલની યે પેલી પાર આઘે
છે કામરૂદેશ ને ત્રિયારાજ્ય.
ત્ય્હાંની મહારાણીનો છે આ કટોરો.
શાહાનશાહને નજર કરૂં છું.
એક જ માણેકમાંથી કોરેલો છે.

**જહાંગીર :** લીલમકોર્યો કટોરો તો રાજમહેલમાં છે.
મ્હોટો હીરો મળશે ત્ય્હારે
હીરામાંથી કોરાવીશું રત્નપ્યાલો :
જાણે ચન્દનીઘડેલી કો સૌન્દર્યકટોરી !
દુનિયાંની શરાબબાઝી એરટે
દેહને આનન્દરંગે રંગવી.

( કુંજમાંથી પરીઓ સરિખડું દાસીમંડળ આવે છે, ગીતનાચ આદરે છે, ને શરાબબાઝી મંડાય છે.

દેહ્લીની નાત એમની દરિયા ગઝરો યે જવાય છે. સીન્દગીની મદમસ્તી જામે છે. )



## પ્રવેશ ત્રીજો

### જમનામાં કિશ્તિગાહે



( સન્ધ્યાની સન્ધિકાનાં તેજપાન્થારિયાં વાદળ જમના ઉપર ઝૂકેલાં છે, ને મોતીઘાટને આરે એક ઝરૂખાના આરસઓટલા નીચે કિનખાબ મઢેલી ને રત્નશણગારી, હંસામુખી ને પીંછપૂચ્છની, કિશ્તી આવે છે. હંસલી સમી કિશ્તી ઉભી—ન ઉભી ત્હાં તો ઝરૂખામાંથી વીજળી શી એક નવયૌવના ખાનઝાદી હીરા રેશમદોર ઝાલી એક પાયપાંદડી નૌકાપતિના કરકમલમાં મૂકીને કટિદેશે બીજા હસ્તદલમાં ઝીલાઈ નૌકાહંસીને માથે પગ મૂકીને કિશ્તીમાં ઉતરે છે. મહેલો ને મિનારાઓ, અગાસીઓ ને ઝરૂખાઓમાં થઇ ઉડતી કિશ્તી સટસટાટ કરતી જમનાનાં મંજધારમાં સરકી જાય છે. )

**ખાનઝાદી :** ( ફૂલ ઝરે એમ હસતી હસતી )
આજે કાંઇ વ્હેલા વ્હેલા ?

**શાહઝાદો :** ( નયનપાંદડીએ નયનપાંદડીઓ ચાંપીને )
પ્રેમીઓની પ્રેમઅદાલતમાં
વ્હેલા યે ગુનેહ. ને મોડા યે ગુનેહ છે ?
મ્હારે મેવાડને મનામણે જવાનું છે.
આજની સન્ધ્યાએ આપણે સન્ધાશું ને ?

**ખાનઝાદી :** ( ન સાંભળ્યા શું કરીને )
માગી લીધા, મ્હેં માગી લીધા,
આલમના બાદશાહ પાસેથી

ઝીન્દગીના બાદશાહ મ્હેં માગી લીધા.
—શાહજાદા ! હું સૂકાની થાઉં છું.

**શાહજાદો:** આ મ્હારા જીવનનાવની યે સૂકાની.
નિરખે છે આપણી જલરમણા
ઉંચી રેકે આશાના મહાલયો.
હું આપણા સઢ મ્હરાવું છું
સંસારની જમનામાં ઝીલવાને.

**ખાનઝાદી:** તો તો તું મધ્યે, હું છેડલે,
ને આપણી વચ્ચે અડધી કિસ્તી.

**શાહજાદો:** સુન્દરી સાળુછેડલો સંકોરે છે
એમ સઢછેડલો સંકોરીશ,
ને બેસીશ ત્હારી સ્હોડમાં.
હરિણી મરિખડી તું યે
એક જ છલંગે ઉતરી આવી હો !

**ખાનઝાદી:** શાહજાદા ! જીત્યા છો ને જીતશો.

**શાહજાદો:** હું તો આવ્યો'તો હરણ કરવા.

**ખાનઝાદી:** હરણ કરવા ? કોનું ? મ્હારૂં ?
દિલનું તો ક્યારનું યે કીધું ;
દેહનું હરણ આજ કરો છો, એમ ને ?
પણ સાવધાન, શાહજાદા !
હરવા જતાં હરાઇ ન જતા,
ઝડપવા જતાં ઝડપાઇ ન જતા.
—ને ખુર્રમ ! કહે, ક્યહાં જશું ?
આગ્રામાં તો મ્હેલેમહેલે છે કિસ્તીઓ.

**શાહઝાદો:** જમના વંકવોળામણી વળે છે ત્ય્હાં ;
આગ્રાને પેલે છેડે,
લેખડ ઉપરની વનકુંજોમાં :
રાજા જયસિંહના ઘાટની ઘટાઓમાં.
ત્ય્હાં સાધીશું પ્રેમની પરમ એકાન્ત.

( શાહઝાદાની જમણી પાયવેલમા ખાનઝાદી ડાબી પાયવેલ ગૂથીને શાહઝાદાના વિશાલ વક્ષઃસ્થલને ખોળે આરામગાહ રચે છે. )

**શાહઝાદો:** ત્હમે તો ગળાના હાર બની ગયાં ને ?
શું ખેલતાં'તાં એડએડલા ?

**ખાનઝાદી:** ગુલોની ગુલબાઝી.
નવરોઝનો વસન્તોત્સવ આવે છે ને ?
બાદશાહબાનૂનો પ્હેલ્લો વસન્તોત્સવ છે.
શાહબાનૂ ગુલની ગેંદો ગૂથાવશે,
ફૂલની ફૂલમ ડળીઓ ભરાવશે,
ડળીઓના મુગટ રચાવશે
અજબ ઉજવાશે આ વસન્તોત્સવ,
જહાંગીર–નૂરજહાનનો આ રસમહોત્સવ.

**શાહઝાદો:** જગત વસન્તોત્સવ ઉજવશે ત્ય્હારે
આપણે યે ઉજવીશું આપણો પ્રેમોત્સવ.

**ખાનઝાદી :** (જમનાનાં જલકણનો શાહઝાદાને અભિષેક કરતી કરતી)
રાધિકાનાં રસજલના આ અભિષેક—

**શાહઝાદો :** મનોહરા ! જીવનનાં જલથી
ક્ય્હારે અભિષેકશો એવું ?

ચન્દ્ર ઉગ્યો છે આકાશમાં,
પણ અમૃત નથી વરસતાં.

**ખાનઝાદી:** ક્યહાં છે ચન્દ્ર ? શાહજાદા !

( તોફાની આંખે આસમાનમાં ચોગમ ફરતુ નિહાળે છે. )

આપે તો સાધી છે અન્ધારી રાત.

**શાહજાદો :** ( શેરડીના દંડ સરિખડી ખાનઝાદીની કટિવેલને વાળીને )
બે-બે આંખોમાં બે-બે પૂર્યા છે,
ને ત્રીજો માંડયો છે મુખડે.
ત્રણ-ત્રણ ચન્દ્રે ચન્દ્ર નથી દેખાતા ?

( વ્હાલપની મીઠડી કાનચીમટી ભરે છે. )

**ખાનઝાદી:** ( હસતા હસતા ને મુખડું આવરી લેતા )
પેખું છું, ત્રણે ય ચન્દ્ર પેખું છું,
મુખડે ને નયનોમાં બે ઝગહળતા.
પણ શાહજાદાને વદનમંડળે વિરાજતા.
શાહજાદો અમૃત ન વરસે
એ-એ યે મ્હા-આ-રો-ઓ દોષ ?

( ખાનઝાદીના કરનો કમલછોડનો જલમાં તરતો આવતો હતો તે શાહજાદાને મુખડે તરછોડી શિકરો છાંટે છે. જલશિકરો નિવારવા જતાં શાહજાદાના હાથમાંથી સદ છૂટે છે. )

**ખાનઝાદી:** છટક્યો કિશ્તીનો સઢપાલવડો.
જોરથી મ્હાલો, શાહજાદા !
સુન્દરીના સાળુનો યે પાલવછેડલો :

છબિલી છટકાવી ન જાય.
એ ! ડૂબી; ડૂબી હો ! હોડલી.

( શઢનો પાલવછેડો સાહી પાછા આવી શાહજાદો સુકાન સમીપે બેસે છે. )

**શાહજાદો** ; હોડી નહીં ડૂબે, ખાનઝાદી !
પણ તું ને હું ડૂબ્યાં પ્રેમનીરમાં.
સનાતન જમનાનાં જલમાં.

( શઢનો પાલવછેડો ખેંચી–સંકોરી નગરકાંઠા આગરી શાહ-
જાદો સૌભાગ્યચુંબન કરે છે. )

**ખાનઝાદી** : ( શાહજાદાની આંખડીઓમાં ઊંડું નિહાળી રહીને
હસતાં હસતાં )
ભલા, આટલાથી કાંઇ શરમાવ છો ?
નાચવા જ લાગ્યા તો ઘૂંઘટ શા ?

**શાહજાદો** : હા, લગ્ન સૂધી શરમાવાનું.
હું તો ઢાંકું છું મ્હારા ચન્દ્રને :
રખેને કો આશકના શાપ લાગે.
ભરી ભરી આ જમનામાં,
પંખીઓ શાં પ્રેમીઓનાં હોડલાં તરવરે છે ત્ય
સન્ધિકા જ છે આપણો અન્ધારપછેડો.

**ખાનઝાદી**: લજ્જા તો છે પવિત્રતાનો ઝરુખો,
પ્રેમગૃહનો પનોતો પડદો.
શરમ તો સતિયાં સહુને શોભે.
આસ્માનનો તારાજડ્યો તંબૂ—

**શાહઝાદી:** અર્જુમન્દ! હાફીઝની એક ગઝલ—
પ્રેમીઓના એ પાદશાહની—

**અર્જુમન્દ:** બુલબુલકી ઝીન્દગી ગુલે ગુલઝાર દેખના;
ઔર મેરી ઝીંદગી તેરા દીદાર દેખના.
( લોકગઝલ )

ખુર્રમ! ગાયે આગ્રા ગાજશે હો!
આ સહેલગાહો બન્ધ પડશે:
જીવનનાં સ્વપ્નાં ઓસરી જશે.
જમનાને હિન્ડોલે હોડલી ડોલે છે,
એમ આપણાં યે ડોલે છે આયુષ્યહોડલાં.
વહેવા દે, વહેવા દે, શાહ્ઝાદા!
સંસારનાં ભરજલમાં:
રસની અણુઆથમી ભરતીના મહાપૂરમાં.
પેલો રહ્યો જયસિંહનો જયઘાટ:
ત્ય્હાં સ્થપાશે આપણું પરમ પ્રેમમન્દિર.

( જમનાજળમાં ડોલતી-હિન્ડોલની હોડલી જલકુંજોમાં અદૃશ્ય થાય છે. )



## પ્રવેશ ચોથો

### સિકન્દરાની પિતૃયાત્રા

---

( એદરતાબાદમાં શાહાનશાહ અકબરની કબ્ર સન્મુખ જહાંગીર બાદશાહ એકલા ખડા છે. )

**જહાંગીર :** આજે એ મૃત્યુતિથિ છે,
જે તિથિએ મુગલાઈનો મહાનામ પડ્યો.
શાહબાપૂ ! કબ્ર પાછળથી સાંભળો છો ?
પરમ શાન્તિની આપની અખંડ નિદ્રા
આજ ખંડિત કરવા આવ્યો છું.
જહાંગીર આજે ક્ષમાનો ભિખારી છે.

( કબ્ર સન્મુખ ઘૂંટણીયે પડે છે )

શાહબાપૂની ખાકબોસી કરે છે.

( ધરતીને ચુમ્બે છે. )

હજારો યાત્રાળુઓ આવશે
સિકન્દરાના સન્દેશ સાંભળી જવાઃ
જહાંગીર અકબરશાહનો પહેલો યાત્રાળુ.

( આસમાનમા નીરખે છે )

શાહઝાદા : અર્જમન્દ ! હાફીઝની એક ગઝલ—
પ્રેમીઓના એ પાદશાહની—

અર્જમન્દ : બુલબુલકી ઝીન્દગી ગુલે ગુલઝાર દેખના,
ઔર મેરી ઝીદગી તેરા દીદાર દેખના.
( લોકગઝલ )

ખુર્રમ ! ગાયે આશા ગાજશે હો !
આ સહેલગાહો બન્ધ પડશે :
જીવનનાં સ્વપ્નાં ઓસરી જશે.
જમનાને હિન્ડોલે હોડલી ડોલે છે,
એમ આપણાં યે ડોલે છે આયુષ્યહોડલાં.
વહેવા દે, વહેવા દે, શાહજાદા !
સંસારનાં ભરજલમાં :
રસની અણઆથમી ભરતીના મહાપૂરમાં.
પેલો રહ્યો જયસિંહનો જયઘાટ :
ત્યહાં સ્થપાશે આપણું પરમ પ્રેમમન્દિર.

( જમનાજળમાં ડોલતી-હિન્ડોળતી હોડલી જહાંગીર અદ્દશ્ય થાય છે )



# પ્રવેશ ચોથો

## સિકન્દરાની પિતૃયાત્રા

---

( બેહરતાબાદમાં શાહાનશાહ અકબરની કબ્ર સન્મુખ જહાંગીર બાદશાહ એકલા ખડા છે. )

**જહાંગીર :** આજે એ મૃત્યુતિથિ છે,
જે તિથિએ મુગલાઇનો મહાનામ પડ્યો.
શાહબાપૂ ! કબ્ર પાછળથી સાંભળો છો ?
પરમ શાન્તિની આપની અખંડ નિદ્રા
આજ ખંડિત કરવા આવ્યો છું.
જહાંગીર આજે ક્ષમાનો ભિખારી છે.

( કબ્ર સન્મુખ ઘૂંટણીયે પડે છે )

શાહબાપૂની બાદશાહી કરે છે.

( ધરતીને ચુમ્બે છે. )

હજારો યાત્રાળુઓ આવશે
સિકન્દરાના સન્દેશ સાંભળી જવા;
જહાંગીર અકબરશાહનો પહેલો યાત્રાળુ.

( આસમાનમાં જૂવે છે )

જગતમાં જવાહીર છે, રત્નો છે,
અજગરશાહની ખાક એથી મૂલમોઘેરી છે
સર્વધર્મના આ ધર્મશાસ્ત્રો
એ વાચતો ને સાભળતો,
ઝગમગતા આ રત્નદીવડા
એના અકબરી મહેલને અજવાળતા
આ વજ્રકવચ એ ધરતો
અસ્માનતન ! એ દીવાને અજલ !
યમરાજને સત્કારી મહેમાની કીધી,
રાજમહેલનો એ મૃત્યુખંડ !
વજ્રપદની જયધ્વનિ જગમહાર્ણે
દુનિયાની દીવાદાંડી શું ફરઅન્દેલ મન્નીમડ?
જગતની અદ્વિતીય જીવનઋતુના—
અર્ધી સદીના વિજયનગાથાઓ
છેવી નજરા લેતા, ઠેરી તસલીમ ભરતા
કાતિલ ઝહેરના સ્હાગ વિરોધી,
અનેક યુદ્ધોના આપના જયસામન
રાબરપતિને મોકલી રહુને ન્હોતર્યો
દુ આવ્યો, ને આ આપે જોયુ તો
શાહોનો શાહ, પુરુષોનો પુરુષોત્તમ,
દુનિયાનો દાદાઓમાં દાદો રાજર્ષિ,
જગતને વિદાયના જુહાર કરતો હતો
નેકરો જંગોમાં છતેલી
બાદશાહી સમશેર [illegible] ધારી

દુનિયાદીપાવતો મુગલાઇનો મુગટ
મ્હારે માથે મૂકી આશીર્વાદ વરસાવ્યા.
મહાઅપરાધો મ્હારા માફ કીધાઃ
મુગલાઇનો મહિમા જાળવવા મ્હને સોંપ્યો.
સલ્તનતનો વારસો દીધો,
સર્વસ્વ સમર્પ્યું, શહેનશાહ સ્થાપ્યો.
હજી, 'કલ્યાણ' ભાખી, નમન કીધું
ભવિષ્યના બાદશાહને એ બાદશાહચૂડામણિએ,
ને લીધી પછી અનન્તની વાટ.
એ સર્વસ્વામીનો હું નાલાયક વારસ.

( વિશ્રામ લે છે )

શાહબાપૂ ! રાજમહેલનો એ મૃત્યુખંડ !
પ્રભુ ત્ય્હાં પધારેલા હતા,
નહિ તો આટઆટલી ક્ષમા ત્ય્હાં ક્ય્હાંથી ?
એ જ જગજ્જયવન્તી સમશેરથી
સલીમ શાહજાદાના ટુકડા કરી
ખીમા કુતરાઓને ખવડાવ્યો ન હોત !
સરાઇજંજનાં અન્ગુડોમાંનું એ ખૂન !
ઉન્હા લોહીના એ ખદબદતા કુંડ !
જંગલી ભુંડ જેવા વીરસિંહ બુન્દેલો !
દન્તુડી જેવું ત્હેનું ઝેરી ખંજર !
રાજવીરૂપે જગતમાં પ્રભુ અવતર્યો હોય

ત્રણ રાત્રી અપવાસ કીધા હ્હેઃ
ધરતીકમ્પ જેવી ભયંકર આજ્ઞાઓ આપી.
આશ્ચર્ય છે—આશ્ચર્ય છે એ કે
કેમ કોઈએ ન પાળ્યાં એ શાહી ફરમાન ?
ઓ જલાલુદ્દીન શાહ ! ત્હારા છેલ્લા દિવસો
અન્ધકારથી છલોછલ ભર્યા મ્હેં.
રૂધિરના પ્યાલા ત્હને પાયા.
બાદશાહનાં સુખ ને જાહોજલાલીમાં
વિષ ને અન્ધકાર મ્હેં વાવ્યાં.
ઓ જ્ઞાનભંડાર ખ્વાજા અબુલ ફઝલ !
શહેનશાહી સલ્તનતના ઓ ચિરાગ !
આસ્માનને આરેથી જહાંગીરને માફ કરજે.
તું દરવેશપુત્ર હતો.
સિકન્દરાની પુણ્યવિશાળ છાયાઓમાં
ફકીર કો ભૂખ્યો નહિ પોઢેઃ
સિકન્દરાના અકબરપવિત્ર આરેથી
સંન્યાસી કો સદાવ્રતસૂનો નહિ વળે.

( અંજલી કરી રટી આસ્માન ભણી નિહાળી યાચના કરે છે. )

મ્હારા ઈલાહાબાદનો બળવો !
ડુંગરે ડુંગર મ્હેં સળગાવ્યા,
નદી યે નદમાં વડવાનળ પ્રગટાવ્યા.
પિતા સ્હામે પુત્રે ખડ્ગ ખેંચ્યું,
શાહાનશાહ સ્હામે સિંહાસન માંડ્યું.

જગત્‌શાણા રાજા બીરબલને
આંતર્યા કાશ્મીરની કુંજો જીતવા જતાં.
એક ભાલો યે ન ઉછાળ્યો
એ ડહાપણના દરિયાવે.
ત્ય્હારે હું ન્હોતો સ્હમજ્યો
મ્હારા અઘોર કૃત્યની અઘોરતા.
શાહજાદા ખુશરૂના પંજાબના બળવાએ
ઓળખાવી મ્હને પાપની એ પ્રૌઢતા.
પુત્રોનાં અપકૃત્યોથી જ સ્હમજાય છે
પિતા પ્રત્યેના ગુનાહોની ગુનાહત.
એ તો શાહાનશાહોનો ચક્રવર્તી હતો:
એ તો પાદશાહોમાં પયગમ્બર હતો.
ઓ આભના ગુંબજ ! ઉત્તર દે:
મ્હને માફ છે મ્હારા ગુનાહો ?
ઓ સિકન્દરાના મકબરા ! માગ દે,
ને પોઢણમાંથી જગાડ પાદશાહને:
આજ રોઝે ક્યિામત છે.
ફતેહપુર સીક્રીના ઓ બુલન્દ દરવાજા !
દુનિયામાં છો ઉંચ્યામાં ઉંચ્યા,
અકબરશાહના યશદેહને આવવાને કાજ
પૂરતા ઉંચા નથી ત્હમે.
ગેબની કમાન એક એને સમાવશે.
પ્રભાતે ને સન્ધ્યાએ, દિવસે ને રાત્રીએ,
ઓ રતનદીવડા ! પ્રકાશો એનો પ્રકાશ.

ઓ નોબતખાના ! ચારચાર ઘડીએ વગાડજો
એના કીર્તિઘોષનાં ચોઘડિયાં.
જહાનને જાગતી રાખજો એના યશધ્વનિથી.

[ શ્લોક વિરામે છે. ]

શાહબાપૂ ! મ્હને એ સજા ફરમાવો
કે જે હું ખુશરૂને કરવાનો હતો.
નૂરે મ્હને વાર્યો,
જહાંગીર ખુશરૂની ખાલ ઉતરાવત:
નૂરે મ્હને અટકાવ્યો,
હું ખુશરૂની આંખો ફોડાવત.
લાહોરના દેહલી દરવાજે
ખુશરૂના સાતસો શયતાનોને શૂળી દીધી:
શાહજાદાને તેમનાં દર્શન કરાવ્યાં.
અબ્બાજાન ! મ્હને યે આપે
એ સજાઓ શાને નથી દીધી ?
એવી સજાઓ ફરીથી ન કરવાના
નૂરે મ્હને સોગન્દ દીધા છે.
જાઓ, ઓ બેગમની શુક્રાઓ !
વર્ષો વર્ષો ભાદ્રપદનાં
જમનાનાં નીર ગાજે છે:
ગાજો ઓ સિકન્દરના ઘુમ્મટ !
મ્હેં ને મ્હારા ત્રણ શાહજાદાઓએ

શાહજાદાઓએ ને સલ્તનતના સ્થંભોએ
પ્રેમયાત્રા દરાવી સિકન્દરાની કુંજોમાં.
એ તો ભૂલ્યા નથીને ? શાહબાનૂ !
શું શું સ્મરૂં ? શું શું સ્મરાવું ?
આપે મુગલાઇ મ્હોરાવી:
અમે મુગલાઈ માણિએ છીએ.
દુનિયા ભૂલકણી છે:
ભૂલે છે, ભૂલશે, ને હું યે ભૂલીશ:
પણ ઇતિહાસ તો અમર છે.
શાહાનશાહોનાં શિખરોમાં એ હિમાલય હતો.
અકબરશાહની યશકવિતાથી
મુગલાઇ સદા પ્રકાશશે પ્રથ્વીભરમાં.
એનો કીર્તિનો અક્ષયબુરજ
બીજા આસ્માન સરિખડો
આસ્માનના બુરૂજ સ્હામે ખડો છે.
શાહેનશાહો ત્હમને સંભારશે,
ને અકબરી કુરાનમાંથી સબક પઢશે
અજર અમ્મર કલ્યાણસિદ્ધ રાજનીતિના.
રોઝે કિયામતની પુણ્યઘડીઓમાં
જગતના શાહાનશાહોનો દરબાર ભરાશે,
ત્હારે રાજમુગટ અકબરશાહને ધરાવશે.
જગત જીત્યો ને મૃત્યુ એ જીત્યો તું,
ઓ ઇતિહાસમાં અમ્મરનામ અકબરશાહ !

[આસ્માનને ને આસ્માનની પારનાને હાથ જોડી નમન કરી ઉભે છે.]

શાહબાપૂ! નિરખો છો ને ગેબને આરેથી?
સ્વેચ્છાચારોની મ્હારી ખોળ ઉતારી;
સ્વચ્છન્દના મ્હારા સંગાથીઓને વિખેર્યા,
તૂટેલી મોતીમાળનાં મોતી સરિખડા.
બાંધ્યા છે ઇનિસાફનાં સદાવ્રત,
શપથ લીધા પિતૃપગલે પરવરવાના.
અડધા વર્ષની સલ્તનતની મહેસુલ
ખેરાત કીધી પિતૃશ્રાદ્ધમાં.
દેહ્લી ને આગ્રાના, સિકન્દરા ને સીક્રીના
સાંઇને સન્તોને સંન્યાસીઓને ફકીરોને
ત્રણ–ત્રણ માસ જમાડીને જમ્યો.
એ પ્રાયશ્ચિત્તે પૂરતાં નથી લાગતાં મ્હને.

[ ઘડીક વિશ્રામ લે છે. ]

એ પ્રાયશ્ચિત્તો યે ઊણાં–અધૂરાં છે.
શું શું સંભારૂં જીવનની દીવાનમાંથી ?
મ્હારી સ્મૃતિનો પ્યાલો ન્હાનો છે.
પાયકીધી સિકન્દરાની આ યાત્રાને બદલે
પાંપણોની પાયઅંગુલિઓ કરી
શિર આળોટતાં પિતૃયાત્રા કીધી હોત
ત્હો યે ઓછું છે આ આયુષ્યમાં તો.

[ રોઝાની ઉંડાણગુફામાથી બાંગ પોકારતો ને ગાતો એક સાંઇ આવે છે. ]

**સાંઇ :** ખેરાત કરો, ખેરાત કરો,
જગતના ઓ બાદશાહો ! ખેરાત કરો.

જાગે જગતમાં જોગીરાજ એક:
કાળી અન્ધારી રાત છવાઇ રહી:
જાગે જગતમાં જોગીરાજ એક. ધ્રુવ
દુઃખનો જોગી કોઈ, દિલનો જોગી કોઇ;
આતમનો રોગી જોગીરાજ એક;
કાળી અન્ધારી રાત છવાઇ રહી વિ૦
દુનિયાનો જોગી કોઈ, દેવનો જોગી કોઇ;
પ્રેમનો ભોગી જોગીરાજ એક:
કાળી અન્ધારી રાત છવાઇ રહી વિ૦

**જહાંગીર :** જગતના ઓ જાગતા જોગીરાજ !
બન્દ-યે-ખુદા ! આવ ને ભેટ,
અને હોલવ ખુદાઈ જલથી
જહાંગીરના હૈયામાંની હોળી.
એ ભડકાઓ ન્હાનાસૂના નથી.
દુનિયાના અગ્નિ તો હોલવાશે, વીર !
ફકીરોની એક બિરાદરીથી.
પ્રારબ્ધ મ્હોટાં છે પૃથ્વીવાસીઓનાં
કે જગતમાં ફકીરીના દ્વાર દોરે છે હજી.

[ સાંઇને 'ભાઈ' કહીને જહાંગીર બાદશાહ ભેટે છે : ને પછી ફકીરોમાં પોતાને હાથે પચ્ચાસ હજાર રૂપિયાની ખેરાત ને કપડાં વ્હેંચે છે. ]

# પ્રવેશ પાંચમો

## નિશાનબાઝી

[ *જમનાનાં જલ ઉપર ઝૂકેલા જહાંગીરી મહેલના ઝરૂખામાં લાડિલી બેગમ ને સાહેલીઓ મધરાતમાં તારિકાઓ જેવી ચમકે છે.* ]

**લાડિલી બેગમ:** અમ્માજાનની આજે
નિશાનબાઝીની રાત્રી છે.
શયદા! બધી તૈયારી છે ને ?

**શયદા:** જી હા, બેગમ સાહેબા!
સજ્જ છે સઘળો કાતિલ સરંજામ:
આપનાં નયનોની નિશાનબાઝી સમોવડો.

**લાડિલી બેગમ:** *હસતા હસતાં ગયદાને કાનચીમટી ભરીને*
ચૂપ; જીભની કટારને સંભાળજે.

**શયદા:** ગરીબની જીભ તે કટાર,
તાલેવન્તની જીભ તે ફૂલપાંદડી!
અલ્લાએ ગરીબ શાને સરજ્યાં સૃષ્ટિમાં?
—ને સુલતાન શાહઝાદાને સુખચન્દ્રે
તાણાં–કોણ–જશે–મા–આરવાને ?

( *શયદાના હોઠ આડી હાથેળી દઈ લાડિલી શયદાના શબ્દોને ચેરી-છરી નાખે છે.* )

**બીજી સાહેલી:** તેજના તારલા શા દીવામાંડ્યા ગરણા,

આભઆરે ઉગે ને આવે એમ,
જમનાજલમા તરતા આવશે
મગદાર ગોલંદાઝને હગાવ્યો હતો
તે બન્દૂક પણ સજ્જ છે
બાદશાહબેગમ પધારે એટલી વાર

શયદા : ત્હા સૂધી ગાવ નિશાનબાઝીનુ ગીત
નયનોના તીરની નિશાનબાઝીનુ

( એક સાહેલી દિલરૂબા વગાડે છે, બીજી ભાગ્યમધુર ઢોલક બજાવે છે નયનોની નિશાનબાઝીનુ ગીત ગાઇ સાહેલીઓ લાડિલી બેગમને ખીજવે-પજવે છે )

શયદા અને સાહેલીઓ :
હુ વારૂ છુ, મલૂણી ! એ આખડીને વાગ્જો
સોગન્દ છે, ગમતા ન બાણુ કોને માગ્જો
હુ વારૂ છુ મલૂણી ! એ આખડીને વાગ્જો !

નથી ખેલાતી દિલ દાઝ્યા વિના નયનોની નિશાનબાઝી
નથી ખેલાતી દિલ દઝાડ્યા વિના નયનોની નિશાનબાઝી
રસિયા હો ! મગર તુ મજ્જ હો તુજ દિલડુ ફૂલ જ્વા,
તો ખેલજે, નહિ તો ન ખેલીશ નયનોની નિશાનબાઝી

હુ વારૂ છુ મલૂણી ! એ આખડીને વાગ્જો,
સોગન્દ છે, ગમતા ન બાણુ કોને માગ્જો
હુ વારૂ છુ મલૂણી ! એ આખડીને વાગ્જો !

શયદા બેગમ સાહિબા ! અર્જમન્દ બાનૂ યે
એ જ ગુલઆરનુ ગુલ છે હો !
એમની યે નયનવીજળીઓ—

( એક સાહેલી હરિણી શી દોડતી આવે છે )

**આવેલી સાહેલી** બાદશાહબેગમ ફરમાવે છે કે
રાત્રીને યે વિરહવાધા ધરાવો
મહેલની દીપમાળ હોલવી નાખો,
ગોખલે ને ટોડલે રતનદીવડા માડો,
બને તો આસ્માનને યે બૂઝાવો
અન્તરિક્ષમાં અન્ધકાર એકલો ઊભો રહે
રજનીમાં રજનીરાણી પધારે છે

( જહાંગીરી મહેલના સહુ ઝુમ્મરોને હોલવી નાખે છે, માત્ર રતનદીવડા ઝાંખુ ઝાંખુ ઝગક્યા કરે છે રૂપેરી તારાટપકીથી ભરેલો કાળી મખમલનો રાત્રિવસ્ત્ર ઓઢેલી, મોતીપરોવ્યા મુ । ઝુલ્ફાવન્તી, રજનીની મહારાણી સરિખડી નૂરજહાન, અન્ધારા ઓરડામાં ધીરે ધીરે રહેતી ચન્દ્રકલા શી પધારે છે )

**નૂરજહાન।** કેવી છે અન્ધારી આ રાત ?
—ભાગ્યના ભેદ સંગોપતી ?

( મહેલઝરૂખેથી રાત્રિમાં નિહાળીને )

જીન્દગી યે શું અન્ધારૂ નથી ?
નસીબ કેવા ચમકે છે અન્ધકારમાં !
બાદશાહનું રત્નભર્યું જાણે વદનમંડળ
અન્ધારદેશની કો રાજકુમારીને હૈયે
જાણે ભાગ્યમોતીની માળા
આછીનીશી નયનચન્દ્રિકા સરિખડો
તગતગે છે રજનીશ્રીનો ગ્રહ

રૂપાટપકીગૂંથ્યો અન્ધારઅંબો
પરમેશ્વરે જાણે વિશ્વને ઓઢાડ્યો.
વિરહિણી રસિકાના ઉરચમકાર જેવા
તિમિરપૂરમાં ચમકે છે તારકકિરણો.
સ્વર્ગગંગાની ફૂલમ્હોરી વેલ તો
જાણે ગગનસુન્દરીના લલાટદેશની રતનદામણી.
ફરતા ક્ષિતિજ ઉપર ઝલન્તા તારલિયા
તો જાણે ઝુમ્કે ઝુમ્કે લટકતાં
રાત્રિરાણીનાં વેણપરોવ્યાં મોતી.
બ્રહ્માંડશહેનશાહતના શાહાનશાહી તંબુના
રત્નજડયા ઘુમ્મટનો આ ચન્દરવો
અદ્‌ભુત ને અદ્વિતીય છે.
સકલ બ્રહ્માંડના ઓ જહાંગીર!
નમન છે—વન્દન છે ત્હને
દેહ્લીશ્વર જહાંગીરની આ નૂરજહાનનું.
અકળ છે, અનુપમ છે, અનનુકરણીય છે
તું ને ત્હારી લીલા, ઓ પ્રભુ!

( દાસીમંડળમાં સંચર છે : જાણે ફૂલડાંમાં ફૂલરાણી સંચર્યાં. )

ત્હારા સુણપલ્લવમાંનાં ખુલખુલો
લાડિલી! ત્હેં છોડવા માંડ્યાં ત્હારે?
**લાડિલી બેગમ:** પણ, ઓ બ્હાલપનીતરની અમ્મીજાન!
શીરાઝનાં ખુલખુલ હિન્દમાં જીવશે?
**નૂરજહાન:** શીરાઝી ગુલના ગુલઝાર

તો પ્રફુલ્લે છે અહીં
ગીન્ઝના આબોહવા હિન્દમાં યે હશે
ત્હાં ત્હાં ઉગશે ગીન્ઝના બુલબુલો.
નીગઝી ફૂલ તો છે આસ્માનિયા
ને દુનિયાની છ યે ઋતુઓ
ને બારે ય પૂર્ણિમા
ઉગે છે હિન્દના લલાટદેશે
હું યે તુજ જેવડી હતી ત્હારે
બુલબુલ નમી ઉડતી જગત્કુંજોમાં

**એક સાહેલી** આજે ગરૂડ શા ઉડો છો
ગગનના ગુંબજ ભરી-ભરીને
નિકાહમાં યે ભાગ્યવન્ત ભાન્તવર્ણ
ત્હમારી સૌન્દર્યછાયાથી આજ છવાયેલો છે

**નૂરજહાન** શયદા[1] શાહાનશાહ જંગમાં પધાર્યા છે,
અસ્ત્રશસ્ત્રના ઢિયા ભંડાર મ્હારે કાજે—

**શયદા** જહાંગીરી મહેલના નહુ શસ્ત્રભંડાર
જોરદારને હણ્યો હતો તે,
પાતળી નજરની અચૂકનેમી બન્દુક ન્યો

**નૂરજહાન.** ના આજે બીજી બન્દુક સાધીશું
સુન્દરીને યે એક જ ડાબજાણું નવી
નયનોની હૈયાં વીંધવાને
જમનાજલમાં પડી પવનના
તારલિયાના પ્રતિબિંબના
ઢીંગાને યે ભૂમી નાખજો આજ

નયનવીજને યે ફરકવા દેશો મા.
તેજકુંભ સરિખડા ગરબાઓ
જમનામાં કિરણસ્ફુરન્તા વહવા દો :
જાણે જગનયનોનાં ન્હાનકડાં હોડલાં.
લાડિલી ! તું એ બન્દૂક લે :
હું લઉં છું રૂસ્તમ શિકારીની.

**શયદા :** જગતની સૌન્દર્યરાણી
ભાગ્યની નિશાનબાઝી ખેલે છે આજ.

( જહાંગીરી મહેલના ઝરૂખા નીચે જમનાના પાણી, મોંઢાના ઉરભાવ જેવાં, ધીરગંભીર વહે છે ; ઉપર અન્ધારી રાત્રીનો અન્ધકાર ઝઝૂમી રહ્યો છે. એ અન્ધકારમા ચોગમ કિરણો ફેંકતો ગરબો જમનાવ્હેણમા તરતો તરતો આવે છે : જાણે રશ્મિસ્ફુરતી અન્ધકારની તેજકીકી )

લાડિલી ! પ્હેલુ નિશાન મ્હારૂં.

( લાડિલી બેગમ નિશાન માડે છે ; જલવહેતા ગરબાને ફોડે છે )

**નૂરજહાન :** શાહબાગ ! જીવનનું નિશાન એમ જીતજો.

( જમનાજલમા તરતો તરતો બીજો ગરબો આવે છે. )

**શયદા :** બાદશાહબેગમને હવે જગતનિશાન
શાં પાડવાનાં છે બાકી ?

( બન્દૂક ઉપાડી નૂરજહાન વગરનેમે તત્ક્ષણ ગરબો ફોડે છે. ત્રીજો ગરબો તરતો આવે છે. )

**લાડિલી બેગમ**: શયદા ! એ લ્હારૂં નિશાન.
દિલ્લીના ઉમરાવનું નયન—

( ધારી ને ધારી નેમે શયદા નિશાન પાડે છે, એમ ન્હાનકડા દીપકુંડ શા ગરબાઓની પરંપરા જમનાજલમાં ઉતરી આવે છે, ફરીફરી નિશાનબાજી ખેલાય છે. )

**નૂરજહાન**: એક વેળા તો ગોલંદાઝોને યે હરાવે
એવી છે સાહેલીઓની મુજ સેના.
દિલસરોવરના પાથર્યા જલપગથારે
કાશ્મીરનાં કમળો પાડતાં હતાં.
એવા ડૂબે છે દીવડા જમનાજલમાં.
ગિરિપાથરી ત્ય્હાંની બરફની જાજમ ઉપર
સાંભરે છે કસ્તુરીમૃગની મૃગયા ? શયદા !
કે તખ્તે સુલેમાનની સમીપના
પૂર્ણિમાના તેજસાગરમાં તરતાં
ચતુર ચકોરના ચન્દનીશિકાર ?
પાડ્યો, લાડિલી ! શાહબાશ ! પાડ્યો ત્હેં.
જીતજે એમ જીવનભરમાં.

**લાડિલીબેગમ**: પણ બાદશાહ જીતવા ક્ય્હાં જીજી કે છે તે ?

**નૂરજહાન**: જો, શયદા ! જો આવ્યો :
શ્રીમેશથી, જલની લહરીલકડીએ ડોલતો :
નાચે છે પાણીની પગલીએ–પગલીએ.
સોનાની સળીઓ સરિખડાં કિરણો
પરોવાયાં છે જમનાનાં જલમાં.
અલ્લાહ ! સચોટ છે એ નિશાન.

**શયદા** : જહાંગીરશાહની જાહોજલાલી જેવું.
પે-એલો કિનારની ઝાડીમાં સન્તાયો છે :
શોધો ને ફોડો ત્હેને, શાહબાનૂ !

**લયલા** : એ સન્તાય છે ને ઢંપાય છે
લજ્જાળાં કો લોચન સરિખડો.

**નૂરજહાન** : સન્તાય છે એ ? તો લ્યો.—
શરમના ખોટા પડદા ચીરાશે જ.

( નિશાન સાધી નૂરજહાન ગોળી છોડે છે. અર્ધસ્ફુટ કો માનવ-શબ્દ નો સિત્કાર જલ ઉપર તરતો તરતો સ્હામે તીરથી આવે છે. )

એ શબ્દ શેનો ? શયદા !
તીરને સ્હામે આરેથી આવ્યો એ ?
એ શબ્દ તો હૈયામાં વાગ્યો.
આ તીરે પુણ્ય ને એ તીરે પાપ છે ?
નિશાન તો નથી ચૂકી હું.
વેલનૂટ્યાં, પડતાં ને ફૂટી જતાં,
તુંબડા જેવો હતો એ શબ્દ :
જાણે બૂઢડા જોગીનું
જલભર્યું તુંબડું ફસ્કાયું !
રતનદીવડો ઝબકે છે ઝાકઝમાળ :
શયદા ! લે, જા, ને જો.

( શયદા રતનદીવડો લે છે ને જાય છે જતાં જતાં )

**શયદા** : જગત આવું—અન્ધારી રાત જેવું છે.
બાદશાહો, બાદશાહબેગમો,
પ્રજાઓ, [illegible]

છોડે છે ગોળીઓ આમ અન્ધારામાં,
ને કિસ્મતપ્રેર્યા જગતબહાદુરો શાં
ભૂલે છે કે પાડે છે ઝીન્દગીનાં નિશાન
ને એમ અભેદ્ય અન્ધકારમાં
જગતની જમના વહી જાય છે.

[ રતનદીવડો લેઇને જાય છે. ]

**નૂરજહાન:** જાવ, નીંદપાંખડીઓમાં પોઢો જઇને.

( સાહેલીસંઘ જાય છે. )

ઝીંદગી જ છે અન્ધારી રાત.
એ અન્ધારામાં જ ફોડવાનાં છે
સહુએ ઝીન્દગીનાં નિશાન.
આજ મ્હારા ભાગ્યની મધરાત.
આકાશ ઉપરે જાણે પડદો પડયો,
આસ્માન હોલવાઇ ગયાં.
એવી છે અન્ધારી આ માઝમરાત ;
અને એવા જ છે,
મિથ્યા – મિથ્યા – મિથ્યા,
જગતની નિશાનબાજીના સહુ ખેલ.
ઉપર તારલિયે ઝગમગતું આસ્માન,
નીચે જમનાને આરે હું જગવિહારિણી :
જાણે માથે આભના તાગ લેઇને
ઘૂમટી ઘૂમું છું જગને ઘાટ.

## પ્રવેશ છઠ્ઠો

### જહાંગીર બાદશાહનો દરબાર

---

( ચમકતા રતનનયનાળા સુવર્ણના સિંહશાળે ઉપર માંડેલા સહસ્તનતના મણિજડિત તખ્ત સાથે મુક્તામાળના ને હીરામાણેકના તોરણ ઝૂલે છે, ચારે છેડલે જવાહિરના અંગૂરી ઝૂમખા લટકે છે; ને સન્મુખ ત્રણ સુવર્ણકકેશાઓ છે. આગળ રેશમી ગાલીચા ને જરિયાનની જાજમો પાથરી છે. મંહી બાદશાહના અમીરઉમરાવો ખડા છે. સિંહાસનની પાછળ છત્ર ચમ્મર ને પંખાધારી રૂપવન્તીઓ ઉભી છે )

**એક ઉમરાવ** : શાહજાદા ખુર્રમ પધાર્યા છે
હિન્દવા સૂરજને જીતીને.

**ગોવાનો એલચી** · ઇંગ્લિસ્તાનના એલચી આવ્યા છે,
દરિયાવના મગરમચ્છ સમોવડો.

**ચોથો ઉમરાવ** : કહે છે લૂંટાયો છે બરહાનપુરને ઘાટે.

**ત્રીજો ઉમરાવ** : વિન્ધ્યાચળની પેલી પાર,
નર્મદાનાં ઘેરાં વન ઉતરીને,
એક જાગ્યો છે બહાદુર,
તે કહાવે છે પોતાને છોટો અકબર.

**આસફખાન** : સૂર્યાસ્ત પછી તારલા પ્રગટે છે ને ?

**પહેલો ઉમરાવ**: શાહજાદા ખુર્રમ ત્ય્હાં બિરાજશે.

બાદશાહ પાસે પરવાનગી માગે છે
સ્વામી પાછળ સતી થવાની.

[ શિર ઝૂકાવી સન્મુખ ખડો રહે છે ]

**જહાંગીર** : લયલાની પાછળ મજનૂને
ઘેલા થવા હક છે કે નથી ?
શીરીન પાછળ ફરહાદ પહાડો ખોદે :
તો મજનૂન પાછળ કોઇક લયલા
ને ફરહાદને કાજે કોઇક શીરીન
કાડ ઢહાડો તો જાનફેશાથી ફરશે ને ?
જ્યહાં જ્યહાં સાચો પ્રેમ છે
ત્ય્હાં પતંગ જ્વાલાનાં જ જલશે.

**વઝીરે આઝમ** : કોમનાં પગરખાંર સમોવડી
એ તો જયદલાંની કો જોડલી.

**જહાંગીર** . રહાપણના મેરૂ અકબરશાહનો
કાનૂન સાચો છે, પણ અધૂરો.
સતીના ઢોંગ છે, માટે મનાઇ કીધી ;
અપવાદિયણ આજ્ઞા કો માગે.
સાચા પતંગને જ્વાલામાં જલવું હોય,
તો પરવાનગી આપજો પ્રેમપંખિણીને.

**સતી માતા** : ત્હારૂં કલ્યાણ થશે, બાદશાહ !
સતીઓ બન્ધ કર્યે સંસાર સુધરશે નહિ.
ત્હારા જેવા તખ્તે વિરાજશે ત્ય્હાં સૂધી
મુગલાઇનો સૂર્ય મધ્યાકાશમાં તપશે.

( સિંહાસનને કુંકુમના થાપા દે છે, બાદશાહને કુંકુમઝાંઝર વધાવે છે; સારી રાજસભાને આશીર્વાદની કુંકુમઝાળથી ભરી 'જય બહાદુર' પોકારતી સની માતા સિધાવે છે; )

**જહાંગીર :** ( દરબારભરની કુંકુમવાદળી શમી ગયે )

આ વૃદ્ધા ને વૃદ્ધ કોણ છે ?

(કંગાલ ચીથરેહાલ દંપતી ઘૂંટણિયે પડી ઝમીનઓસી કરે છે)

**વૃદ્ધ :** નિઃસન્તાન થયેલાં અમે માબાપ :
આંધળાની લાકડી, ઘડપણનો થાંભલો,
સંસારનો એકનો એક વિસામો, અમારો દીકરો,
બંગાળના સૂબાના હાથી નીચે ચગદાનાં
અમારૂં નખ્ખોદ ગયું તે.

**વઝીરે આઝમઃ** શાહી રુક્કો ત્હમને તો દીધો'તો ને ?

**વૃદ્ધ :** હા. નામવર! દુનિયાના દીવા !
દયા કીધી'તી બાદશાહઆપુએ.
વાટખરચી યે દીધી'તી.
ખાતાં ખાતાં બંગાળ પહોંચ્યાં.
શાહી રુક્કો સૂબાને સોંપ્યો.
તો સળગતી શગડીમાં નાંખ્યો.
ઘર લૂંટયાં, બાર લૂંટયાં હમારાં :
વાટેઘાટે ને વગડે વગડે
હરાયાં ઢોર જેવાં રખડતાં કીધાં.
માર્ગે ભીખતાં ભીખતાં આવ્યાં છીએ.

કહે, તખ્ત આગળ ક્રિયાદે કેમ ગયાં ?
કહે, શાહ ને હું બાલમિત્રો છીએ.
સુખદુ:ખનો આધાર પુત્ર ગયો,
ઘડપણનું ઘરનું ઢાંકણું ગયું.
પુત્ર પાછળ સર્વસ્વ પુણ્ય કીધું હોત
ત્હો યે ન દાઝત આટલું દિલ.

વૃદ્ધા : ને બાળકો યે ગતે જાત.

જહાંગીર : ( આંખમાં રતાશ ને બાગારમાં દુર્ગંદ્વારની વજ્રકમાન ચ્હડેલા સમા )

અય દુનિયાના ડહાપણ !
મીર્ઝા સઈફુલ્લાહ દરબારમાં હતા ને ?

( બંગાળનો સૂબેદાર મીરઝા સઈફુલ્લાહ સન્મુખ આવે છે ; જમીનની ખાક લઈ મસ્તકે લગાડી ખડો રહે છે )

મીરઝા સઈફ: પૃથ્વીના પાદશાહ ! બન્દાની ભૂલ થઇ છે.
શાહી ફરમાનનાં અપમાનની બેઅદબી—

જહાંગીર . નિ:સન્તાન—પુત્રવિહોણાં એટલે શું ?
એ સમજ્તે છો ? મીરઝા !
પુણ્યશ્લોક બાબા અકબરશાહ સમજતા :
કે પૂછો બાદશાહબેગમને.
અકબરશાહના રાજમહેલોમાં
ઇનસાફની બાદશાહી હું સ્થાપીશ :
આંખને સાટે આંખ,
ને કાનને સાટે કાન.

ઇંગ્લિશિયાનો એલચી
જહાંપનાહની પનાહે આવેલ છે.

**જહાંગીર** . છેક દરિયાકિનારના દેશમાંથી ?

**બિહોની** : મક્કા શરીફની યે પેલી પારથી.

**જહાંગીર** : ( સહજ મુખ મલકાવી બિહોનીને )
મૌલાના ! હઝરત પયગમ્બર સાહેબના
પરમેશ્વરી ડહાપણનાં કિરણો
મક્કા શરીફની દશે ય દિશાઓમાં
શું નથી પથરી ગયાં ?
—આવવા દ્યો ઇંગ્લિશિયાના એલચીને.

( આસફખાનની ઈશારતથી બીજા સુવર્ણકઠેરામાંથી બે ઉમરાવો ઇંગ્લિશિયાના એલચીને તેડવા જાય છે. વઝીરે આઝમ જહાંગીરશાહ સમીપે જઈને પ્રવણમન્ત્ર કંઈક નિવેદન કરે છે.

સાંકડેમાં બે મિત્રો સંગાથે સર ટોમસ રો દેહલીના બાદશાહી દરબારમાં પધારે છે પાછળ ત્રણ પરિચારકો શાહી ભેટો લઈને આવે છે. બીજે કઠેરે પહેલી વાર, પહેલે કઠેરે બીજી વાર, ને પાયતખ્તે ત્રીજી વાર શિર ઝુકાવી નમન નમી રહે છે )

**જહાંગીર** : બિરાદર ઇંગ્લિસ્તાનના બાદશાહ
છે તો ખુશમિજાજમાં ને ?

**સર ટોમસ** : બાદશાહ સલામતે સલામ કહાવી છે,
નામવરની તન્દુરસ્તી પૂછી છે.
પૃથ્વીરાજના મુગલાઈના યશોગાન સાંભળી
મોકલ્યો છે મ્હને પૂર્વદેશમાં.
મૈત્રીનો ખરીતો પાઠવ્યો છે

**વઝીરેઆઝમ** : આપની શરીરવેલ તો ખુશમિજાજ—

**સર ટોમસ** : અમે તો સાગરના સફરી વહાણ

નાખીને તીર બરહાનપુરમાં
શાહઝાદા સુલ્તાન પરવીઝની
મહેમાની માણીને આવ્યો છું.

( બાદશાહી ખરીતો વઝીરે આઝમને આપે છે. ને પછી શાહી ભેટસોગાદો બધી નિહાળીને શત્રુમિત્રની કાંઈક દાખવતાં દાખવતાં )

ને દોસ્તીની આ ભેટો પાઠવી છે.
એક ચારક છે ચોકડી ઘોડીલાની.
મહાસાગરનાં મોજાં અમારે ગઢ છે,
દરિયાવની ગલીઓ અમારે મહેલ છે.

**જહાંગીર :** ભરતખંડની બાદશાહી સલ્તનતમાં
ખ્રીસ્તીઓ છે, પાદરીઓ છે, ખ્રીસ્તી દેવળો છે:
માણજો મહેમાનીની મોજ
ત્હમારી એ બિરાદરીમાં.

**વઝીરે આઝમ:** મુગલાઈની બિરાદરીના એલચી!
ત્હમે ત્હમારી રસમો પાળવા માગી.
મુગલ બાદશાહની ઉદારતા વિશાળ છે,
ને પરવાનગી ફરમાવે છે:
એવી બાદશાહી ઉમ્મેદથી કે
કદી યે કો હિન્દી સલ્તનતવાસી
સલ્તનતને ઇંગ્લિશિયામાં સિધાવે
તો ત્હેની યે રસમોને સન્માનશો.

[ બાદશાહ બધી ફરીને ]

જહાંપનાહ! એમના દેશફરના
દરિયાવના છે બહીયા.
ચાર ચન્દ્રગુપ્તના ગાદી દરબારમાં

યવનવનનો હાથી મેગેસ્થિનિસ હતો :
બાદશાહ જહાંગીરના રાજદરબારમાં
ઇંગ્લિશિયાનો એલચી આજ ખડો છે.

**સર ટોમસ :** અડધી પૃથ્વી ખેડીને, નામવર !
ફોગટ નથી આવ્યો હું આટલે દૂર.
અમે વેપારી છીએ,
વ્યાપારની છૂટ માગીએ છીએ.
ને એક કો બાદશાહી બન્દરને
કિલ્લાકાંગરાથી શણગારવાની રજા.

**વઝીરે આઝમ :** મુઝફ્ફરશાહ બાદશાહી સલ્તનતમાં
સહુ કોઇને પરવાનગી જ છે
વસવાની ને વ્યાપાર ખેડવાની.
ત્હમારી સલ્તનતમાં છૂટ જ છે ને
વ્યાપારની ને વસવાટની ?
વિશેષ શું વાંછે છે ઇંગ્લિશિયા ?

**સર ટોમસ :** જગતસફરી જહાજો આવી નાંગરે છે
એ પૃથ્વીપ્રસિદ્ધ સૂરત બન્દરે
કોઠી નાંખવાની પરવાનગી ને ઇજારો.

**આસફખાન :** જહાંપનાહ ! પહેલી અષ્ટવર્ષીમાં
બારસો ટકા નફો વહેંચ્યો છે.

**મિહેરૂન્નીસા / મિદોની :** તો ફોગટ આવે આટલે આઘે
મહાસાગરનાં તોફાન ખેડીખેડીને ?

**સર ટોમસ :** સૂરત ખંભાત ને અહમદાબાદમાં—

**ફિરંગીએલચી :** ફિરંગીસ્તાનનો વાંધો છે
જહાંપનાહના દરબારમાં,

**વઝીરે આઝમ** : જહાંપનાહ વિચારશે મહુની વિનતિઓ.

( સર ટોમસ રોને આસફખાનની પરોશમાં જઇ રહતા વઝીરે આઝમ ઈશારત કરે છે. )

**જહાંગીર** : ઝમાનાના દાનિશમન્દ વઝીરજી !
ઇરાની એલચીને યે આમન્ત્રી લેશો ?

**વઝીરે આઝમ**: જેવું નામંવરનું ફરમાન.

( વઝીરે આઝમની ઇશારત થતાં ખાન આસફખાન જતે જઈને ઈરાની એલચી મહમ્મદ રિઝા બેગને તેડી લાવે છે. બીજે સુવર્ણકોરે પહેલી ઝમીનબોસી, પહેલે સુવર્ણ કોરે બીજી ઝમીનબોસી ને પાયતખ્તે ત્રીજી ઝમીનબોસી કરે છે, શાહી બેગ સિંહાસનને પગથિયે ધરે છે, ને શિર ઝૂકાવી ઉભે છે. )

**રિઝા બેગ** : આસ્માનને અજવાળતા આજ
એ તેજગોલ છે, સૂર્ય ને ચન્દ્ર :
એવા છે ઈરાન ને હિન્દના શાહો.

**જહાંગીર** : બિરાદરે આલી શાહ અબ્બાસની
ગુલે ગુલઝાર સમી ખુશબો,
પ્રેમપાદશાહ હાફીઝની કવિતા શી,
જહાન ભરી ફોરે છે.
સલ્તનતે હિન્દ પણ
બેનસીબ નથી રહી
ફારસી ગુલઝારની ખુશબો ને શાયરીની.
અમારા દાદાજાને જીત્યું'તું હિન્દ
એ શૂરના શૂરા વડિલની સહાયતાથી.

**વઝીરે આઝમ**: ગઝલ, ગુલાબ ને બુલબુલની એ ભૂમિ,
સાકી ને હાફીઝનો એ ગુલઝાર.

સૌન્દર્ય ને કવિતાનાં એ ક્રીડાઉદ્યાન.
સારી જહાનમાં વરસે છે
આજ તો ઇસ્લામની સંસ્કૃતિનાં અજવાળાં.
( નેપથ્યમાં, અન્તરિક્ષ ડોલાવતા નાદે )
શશિયર ઉગ્યો આભ.

**વઝીરે આઝમ:** પધારો, પધારો, કવિરાજ !
સલ્તનતના મધ્યાહ્નના ચોકમાં.

[ એક કુમારિકાને માથે કિનખાબવાળી પોથી છે; હાથમાં અતલસી નેતરો ભાલો છે; એમ વીરભૂમિ બુન્દેલખંડના કવિ કેશવદાસજી દરબારમાં પધારે છે. વઝીરે આઝમ કવિરાજના સન્માનાર્થે સ્હામા જાય છે )

**કેશવદાસજી:** ( ઉંચા સપ્તકના સિંહનાદે )
નભ ઝગ્યો ઝગની ખીલી,
છટ્યા તિમિરના ગાભ
જહાંગીર દિલ્હીશ ! તુ
શશિયર ઉગ્યો આભ.
તુ શશિયર ઉગ્યો આભ.

**જહાંગીર.** પધારો, કવિરાજ !
શાર્યા-ભરેલા તો ગાજે છે ને
બુન્દેલખંડના એ વીરોનાં વન ?

**કેશવદાસજી.** વાઘને પગલે વીર ઘૂમે છે ત્યહાં.
બાદશાહના કિરણે અજવાળાં ઉગ્યાં :
અન્ધારા યે ઉજળા થયા.
ચન્દ્રદેવ રજનીને ચમકાવે,
એવી નગારાં કરે છે ત્હાં બાદશાહી

બાદશાહી ચન્દ્રરાજની ચન્દ્રજ્યોતથી.
ચરણે ધરૂં છું આ જહાંગીરચન્દ્રિકા
પૂર્ણિમા સમ પ્રકાશશે પૃથ્વીશરમાં
માગ્યા સરિતા ટળી,
ઢળ્યો નિધિ નદીએ.
નૂરજહાનજહાંગીરનો
અદ્ભુત મગમ એહ
નૃપ! અદ્ભુત મગમ એહ.

**જહાંગીર:** કવિરાજ! રત્ન છો હિન્દી સાહિત્યના
રસિકપ્રિયાજીની નવીન લેખાવલિમાં
મૂકજો મગમાલકારનું એ ઉદાહરણ
વઝીરે આલમ! ગોદાવરીતીરે પંચવટી હતી
સોંપજો કવિરાજ કેશવદાસજીને
ગગાતીરના પાચ ગામની એવી પંચવટી.
સ્વીકારશોને એ બાદશાહી નઝર?
આપશોને બાદશાહને એટલાં એહસાન?
બાદશાહીને ભૂલી જશે જગત,
પણ નહીં વિસરે ભૂલકણા જગતલોક
બાદશાહીને યે અમૃતછાટણહાર કવિરત્નોને.
બાદશાહતમાં બાદશાહોના માન,
એવા લોકહૈયામાં કવીન્દ્રોના સન્માન.

**કેશવદાસજી:** શાહનાનૂ મ્મહરી, ને
શાહ ગભીરધીર અર્થ,
મળ્યે-ભળ્યે મુગ્ધાદના
ગાજે નવિત ગમર્થ,
જગ ગાજે કવિત સમર્થ.

( શાહી : સત્કારનો શહેનશાહી ડંકો ગડગડે છે; જાણે કો બાદશાહ દરબારમાં પધાર્યા. ઉદયપુરના અમરસિંહ મહારાણાના પાટવી કુમાર કરણસિંહજીને લઈને શાહજાદો ખુર્‌રમ પધારે છે. રાજસભા બન્ને ય રાજકુમારોને સલામ ભરે છે. બન્ને કુમારો સાથે સાથે ને એકસરખું પાદશાહને નમન નમતા પાયતખ્ત સન્મુખ પધારે છે. )

**કેશવદાસજી :** શાહબાશ, અશ્વિનીકુમારોની જોડલીને શાહબાશ.

**ખુર્‌રમ :** અબ્બાજાન ! હિન્દુઓના પાટવી,
મેવાડના મહારાણાના આ યશવૈભવ
વીરમુગટ રાજયુવરાજ કરણસિંહજી.

**જહાંગીર :** પધારો, મેવાડકુમાર ! મુગલાઈના દરબારમાં.

**કુમાર કરણ :** દેહ્લીપતીને જુહાર છે મહારાણાજીના.

**જહાંગીર :** મહારાજકુમાર કરણ ને શાહજાદો ખુર્‌રમ
શહેનશાહતની બે આંખો છે.
રાણાજી દેહલી જોવા ક્યહારે પધારશે ?

**કુમાર કરણ :** જમનાજીના રાજઘાટ કરતાં
રાણાજીને ગમે છે આરાવલ્લીના આરાએ:
ને એકલીંગીજીનાં ગુફામન્દિર.
ત્ય્હાં—ગિરિમાળાઓમાં ઘૂઘવે છે
સિંહોનાં વનમાં એ સિંહઃ
આઠસો વર્ષની હમારી સ્વતન્ત્રતાના
સિંહનાદગાજન્ના રાજહલામાઓમાં.

**જહાંગીર :** ખુર્‌રમ ! ઘોડા ખેલાવજો, શિકારગાહે જજો:
આરાવલ્લીના યુવરાજને રીઝવજો.
આપો કુમારને બાદશાહી ભેટો:
રત્નજડી સમશેર, સોનાગઢ્યો ભાલો:

અરવલ્લી ઘોડીલા, ગીડવનનો ગજરાજ.
કુમાર ! શિકાર ખેલજે
શાહજાદાઓની સંગાથે સંગાથે.

**વઝીરે આઝમ:** સિંહનો યુવરાજ સિંહ છે.
સુબ્હાન અલ્લાહ ! મુગલાઇ મ્હોરી.
શુકરગુઝારી ! સદ હજાર શુકરગુઝારી !.
મુગલાઇના જયધ્વજે કલગી મ્હોરી.
હિન્દુ ને મુસલમાન તો
સલ્તનતની બે આંખો છે,
એ બે આંખે સલ્તનત દેખતી છે.

**આસફ્ખાન:** હાથીપોળે હાથીહોદ્દાની જયનોબત વગાડો,
ચિતોડ દરવાજે તોરણ બાંધો.
દિલ્હીઆઓને, જાવ, શણગારો
ને ઉજવો અપૂર્વ જયમહોત્સવ.
સલ્તનતનો અદ્ભુત છે આ વિજય.

**જહાંગીર :** મેવાડના મહારાણાનો રાજયુવરાજ
પાદશાહના પાદશાહજાદાનો છે સમોવડિયો.
આજ મુગલાઇનો મધ્યાહ્ન ઉગ્યો.
શાહજાદા ! ભારતજયનો જયધ્વજ
આજે ત્હેં રોપ્યો ભારતશિખરે.
ઉમરાવો ને આલમ આખી
ઓળખશે શાહજાદા ખુર્‌રમને
આજથી શાહજહાનને નામે.
ફરફરાવજે આ ત્હારો તમનનાયનો ઝુરો
મેવાડના મહારાણાથી દેહ્લીના બાદશાહ

ઉદારતામાં નહિ ઉતરે.
અય વઝીરે દાનેશમન્દ !
જીતેલો બધો યે મુલ્ક
પાછો વાળો મહારાણાજીને.
અમ્મર ચિતોડ તો છે
ક્ષત્રિયોનો ત્રિકાળનો કીર્તિસ્થંભ.
આવો, બન્ને ય રાજકુમાર પધારો,
ને વિરાજો મ્હારે સિંહાસનેઃ
મ્હારી જમણી ને ડાબી પાંખો છો

( બન્ને યે રાજકુમારોને સિંહાસને બેસારે છે. )

**વઝીરે આઝમ:** બુલન્દઇકબાલ અબ્બાજાનનો આત્મા
બેહસ્તમાં યે રાઝી થશે,
સિકન્દરામાં બીડેલી આંખો યે ઉઘડશે.

**આસફ્ખાન·** મહારાણાજીની સત્તર હાથીની મળી હતી
શાહઝાદાપાઠવી બાદશાહને ભેટ.
મેવાડનો આલમગુમાન હાથી !
જાણે આરાવલ્લીનું ચાલતું શિખર !
તારાગઢની છાયામાં આલમગુમાને ચ્હડી
બાદશાહે સવારી કીધી, સોનૈયા ઉછાળ્યા.

**ખુર્રમ** : જહાંપનાહ !—

( બાદશાહી ન્યાયઘંટાની સોનાસાંકળ એવે વાગે છે. )

**જહાંગીર :** શાહઝાદા ! ન્યાય પ્હેલો, મસલત પછી,
વિજયમહોત્સવો યે ઇનસાફની પછવાડે હોય.
જૂઓ, કોઇ ન્યાયની બાંગ પોકારે છે

અગ્નિ આફ્તમન્દે ઝમાના!
જોજો, મ્હારી પ્રજા ન્યાયભૂખી ન રહે.

( એક ધોબણ દરબારમાં આવે છેઃ દરબારીઓ તેને બન્ને કોરા-ઓની વચ્ચોવચ્ચ લઈ જઈને ઉભી રાખે છે. )

**વઝીરે આઝમ**: બાદશાહની રૈયતને કોણે પીડી છે ?

**ધોબણ** : દરબન્દેશ! શાન્તા ઓ વઝીર સાહેબ!
ન્યાયના કિયા કાનૂનોમાં છે
ગુનેહગારને શોધી કહેવાની એ
દબાયેલા દુ:ખીની ફર્ઝ ?
ગુનેહગારને હું શોધી આપું
ત્ય્હારે આપ સઝા ફરમાવશોજી ?
તો ઉઘાડી આપો રાજમહેલના દરવાજાઃ
ગુનેહગાર રાજમહેલમા છે.

**જહાંગીર** : ( ન્યાયાધીશની ગમ્ભીર મુદ્રાથી )
બાઈ! ત્હારી કથા કહે

**ધોબણ** : અમે ધોબી છીએ,
દેહલીઆગ્રાના મોટા ગેઇએ છીએ.
ગયા અઠવાડિયાની આ જ રાત્રિએ.
અન્ધારી મધરાતના તારા
પ્રકાશતા'તા ત્ય્હારે,
જમનામાં ગરગા તરતા તરતા આવ્યા,
ને રાજમહેલમાની બન્દુકગોળીઓથી
ફડાફડ નિશાન ફુટવા માંડ્યાં.
ઓચિન્તાની એક ગોળી આવી,
તે છેલ્લી જ ગોળી હતી,

ને મ્હારા ધોબીના પ્રાણ લીધા
રાજા ! ગુનેહગાર રાજમહેલમાં છે

**જહાંગીર** : બાઈ ! ત્હારો પતિ ! ને રાજમહેલમાંથી ?

**ધોબણ** : હા, જહાંપનાહ ! મ્હારો ખાવિન્દ
આજે હું અનાથ છું,
બાળકી ભૂખે ટળવળે છે

**જહાંગીર** : રાજમહેલના ઝરૂખે ઝરૂખા હું ઢો,
આસફખાનજી ! ગુનેહગારને હાજર કરો
મ્હારી પ્રજાને પીડશે,
રાજમહેલ પણ ત્હેને શરણ નહિ દે

( બાદશાહી તખ્ત પાછળથી ઘુઘરુ બોલતું હોય એવો સુમધુર આવાજ આવે છે )

મંજૂર, ઓ શહેનશાહે આલમ ! મંજૂર

[ સોનારૂપેરી કિરણસળીનો ગગનસિંહાસન પાછળનો, આસમાનનો ટુકડો આછરા સો, પડદો સરે છે રત્નાગર ગાજેતી, મેઘશ્યામ મોતી બુરખો ઓઢેલી, શાહાનશાહી મુગટ માથે મઢેલી, સલ્તનતની શાહેન શાહગાદી નૂરજહાન શાહી તખ્ત પાછળથી પધારે છે, પાયતખ્તે સીજદો ને ઝમીનબોસી કરી ધોબણ સમીપે જઈ ઉભે છે

આશ્ચર્યચકિત રાજદરબાર ચિત્રવત્ બને છે, આસફખાન પૂતળા શો થઈ જાય છે ]

**નૂરજહાન** : જગતના લોક ! મેં સાંભળ્યું તે
{ જહાંગીરશાહનો ન્યાય અવખોડાય
{ તો નૂરજહાનનું નૂર અસ્ત પામે
શાહાનશાહી રાજદરબારમાં
ગુનેહગાર હાજર છે
મધ્યરાતની છેલ્લી ગોળી મ્હેં છોડી હતી

હંસલી ભોળી મ્હેં છોડી છે.

**જહાંગીર :** આસફ્ખાનજી ! લાવો, મંગાવો
નિશાનબાજીની એ જ બન્દૂક.

( આસફ્ખાન ચમકે છે થંભે છે, આખા જેવો ભેફટરો નિહાળી રહે છે. )

ઇશ્વરી ને બાદશાહી ફરમાનને
બે વાર બોલવાપણું ન હોય.
આસફ્ખાનજી ! એ જ બન્દૂક.—

**નૂરજહાન :** શરદા ! એ જ બન્દૂક લઈ આવ
મધરાતની નિશાનબાજીની.
બાદશાહી ફરમાન છે.
લાવ, નીરંદાઝને એ જ તીરે વીંધે.

[ એ ભયંકર શબ્દોથી રાજસભા ક્ષણેક મૂર્છા ઉઠે છે. )

**ખુર્રમ :** આંખને માટે આંખ, કાનને માટે કાન.
અબ્બાજાન ! ઇનસાફની આંખ—

**જહાંગીર** ઇનસાફની એ સોનાસાંકળ નટશે.
શાહજાદા ! ત્હારે બાદશાહત કૂટશે.
ત્રિકાળયશસ્વી અકબરશાહનો યશસ્સ્થંભ,
બાબર બાદશાહના કલન્દરી વંશનો પાયો
પૃથ્વી ઉપર તો અદલ ઇનસાફ છે.

[ લટપટતી પાંખે પણ પંખિણી જેવી ઉડતી શાયદા બન્દૂક લાવી બાદશાહબેગમને આપે છે. અંગોઅંગ મગટેલા દીવડાઝબકતી વીજળીની વેલ જેવી નૂરજહાન બન્દૂક લઈ બાદશાહી તખ્ત સમીપે સંચરે છે. રાજસભા ચમકે છે કે આજ કો મહાઅનિષ્ટ ઉતરશે: જહાંગીર મને બન્દૂક મારશે ? ]

જહાંગીર : સુનન્દા ભિખારીઓથી તું ન્હેરે છે, નૂર!
જગતમાં આજે નથી ત્હારી જોડ.
આપો એ બન્દૂક ધોબણને.

( નૂરજહાન બેગમ સમીપે જઈને બન્દૂક ધરે છે. બાદશાહ તખ્તેથી ઉતરી ધોબણ નજીક પધારે છે પાછળ પાછળ વઝીરે આઝમ જાય છે. )

બાઈ! બ્હીતી મા; બન્દૂક લે.
નૂરને માર કહેતાં
જહાંગીરની જીભ કપાય.
ત્હને ઈનસાફ મળવો જ જોઈએ.
નૂરની ગોળીથી ત્હારો સ્વામી મૂઓ.
બાઈ! હું નૂરનો સ્વામી છું
ને આ છે એ જ બન્દૂક.
લે, ઉઠાવ, છોડ એ ગોળી
નૂરના સ્વામીની છાતીમાં.

( સિંહાસન ભણી છાતી રાખવી બાદશાહ ઉભે છે. સહુ ચકિત થાય છે કે શું થશે? નૂરજહાન બાદશાહની સ્હોડમાં તખ્તેથી સિંહાસન સમી ઉભે છે વળી એકમાં બેગમનાં અંગેઅંગ દ્રવી જાય છે. બાદશાહી ઇનસાફ, ઉદારતા, વિનયવિવેક, નરીનીની દાદ ને પત્નીપ્રેમની પરિસીમાથી તાજમના આનન્દાશ્રુ પામે છે; ઘૂંટણિયે પડીને બાદશાહ ને બાદશાહબેગમની કદમબોસી કરે છે. )

ધોબણ : લાખ્ખો વર્ષો. પણ
લાખ્ખોના પાલણહાર મા મરશો.
મ્હને ન્યાય મળી ચૂક્યો
જગતમાં જોડી વિનાનો

ખુદાવિન્દ! મ્હને તો ન્યાય મળ્યો.
અમ્મર તપો અવનીમાં
જહાંગીર બાદશાહનું આ ન્યાયાસન.
જહાંપનાહ ! જેવું મારૂં ભાગ્ય.
બાદશાહથી યે ભાગ્યરેખા બદલાય છે કાંઈ ?
મ્હારે કુંવારી દીકરી છે.
પરણાવી આપશો તો નિભાવ ચાલશે.

**જહાંગીર :** પોતે પરણ્યા પછી શાહબેગમે
પાંચસો કુમારિકાઓને પરણાવી છે.
બાઈ ! ત્હારી પુત્રીને યે પરણાવશે.
વર્ષે વર્ષે હજાર સોનામ્હોર આપજો, વઝીરજી !
બાદશાહી જીવનદાનની એ વાર્ષિક બંદગી.
દેહલીઆગ્રાના મેલ ધૂવે છે,
રાજમહેલના મેલ ધોવાનું ત્હેને સોંપજો.
પરિચરપુત્રીના વરને ઉમરાવ સ્થાપીશું.
રાજમહેલની સ્હામે દરિયાદલ
આ બાઈ બહાદુર છે.
બહાદુરના બહાદુર જ અવતરશે
આસફખાનજી ! દરબાર બરખાસ્ત કરો.

( 'બાદશાહ સલામત' ના જંગી પોકાર સાથે દરબાર બરખાસ્ત થાય છે. શહેનશાહબાનૂ નૂરજહાન બાદશાહ જહાંગીરના ઓવારણાં લે છે. તખ્તેથી મેવાડી રાજયુવરાજ કરણસિંહજી ને શાહઝાદા શાહજહાન આવીને બે પાંખો જેવા બે પડખે ઉભે છે. રાજમહેલ સિધાવે છે. જતાં જતાં વઝીરે આઝમને )

અય દાનેશમન્દે ઝમાના !

હવે તો થાઃ ન્હડયો સ્હત્તનતનો.
કાશ્મીર જવાને કેટલાક સમ્વાદ છે ?

**વઝીરે આઝમ:** બાદશાહી તશ્મીફમાંના ગેર જેટલા.

( વઝીરે આઝમ સીજ્દો કરી જમીનબોસી કરે છે. કોઈ ઉમરાવ કુરનસ કરે છે, કોઇ બાગ્યદેરો અંગુલિનિર્દેશ કરી ચૂમે છે.

સચરતુ રાજમંડલ સમીપમા આવતા ઘોળણ સન્મુખ નૂરજહાન ધૂંટણિયે પડે છે. )

**નૂરજહાન :** બાઇ ! તું મ્હારી સૌભાગ્યદાતાઃ
બાદશાહને ત્હેં આજ જીવનદાન દીધું.
ત્હારૂં સૌભાગ્ય ફોડનારનું—
નૂરજહાનનું સૌભાગ્ય ત્હેં ઉગાર્યું.
ઉરની ઉદારતાને અવધિ ક્ય્હાં હોય?
જગમશહૂર થશે ન્હારી ઉદારતાની આ કથા.
`મારી આતમ ઉચ્ચરશે કે
દિલની દિલાવરતામાં
બાદશાહબેગમ ધોબણથી હારી.

**ધોબણ** અમ્મર તપો, સૂરજ ને ચન્દ્ર સમોવડી,
જહાંગીર–નૂરજહાનની પ્રેમજોડલી.

( આશીર્વાદના કલ્યાણધ્વનિથી આત્માનો દિવાનેઆમ ગાજી રહે છે: બાદશાહી સિંહાસન ઉપર અદ્ભુત તેજ ઝળહળી ઉઠે છે ) .



# પ્રવેશ પહેલો

## ગુજરાતદર્શન



( અહમ્મદાબાદની પાસે સરખેજ નજદીક સાબરમતીની ઉંચી ભેખડને તીરે ખાનખાનાનની ફતેહવાડીની વૃક્ષકુંજોમાં ફળ ને ફૂલ, કુંપળો ને પત્રગુચ્છાઓ ઝૂમે છે દ્હાડમડી ને લીબૂડીના, સીતાફળી રામફળી ને કેળતા, જમરૂખ ને કમરખના ઝુંડ વિલસી રહ્યા છે વચ્ચે મ્હોરેલા આંબા વાડિયાની ઘટા છે વડમાં કેસૂડે પ્રફુલ્લનો પલાશ છે એક છેડે ઘેરગમ્ભીર વડલો છે, બીજે છેડે વિશાલપત્રો પારસપીંપળો છે મુખદ્વારમાં બે આસોપાલવ છે, સમીપમાં પ્રફુલ્લેલા લીમડાની હારમાળા છે વાડીના ફૂલમાર્ગને એક આરે લતામંડપ છે બીજે આરે મારમ ડી છે જાંબૂડા। પાંદડાઓમાં જાંબૂચણતા કોયલ ને મેના છે ડાળીઓની ગૂંથણીમાં પોપટ ને પારેવડાં છે, વડપગથારે બિસ્કોલીઆ ને ચકલાંઓ છે ઘુમ્મટશિખરે દેવ બેઠી છે ને વડી કુંજછાયામાં મોરલો કળા કરી ઉભેલો છે આવે વાધાના વાસની કુંજોમાં ઝમઝમતા ઝરણતીર ગુફા છે, ને ગુફામાં ગીરમાના બાવેલા સિંહ ને સિંહણ છે પાછળ સાબરમતીનો વિશાલ પટ પડ્યો છે

એક પાસે ફૂલવાડીના ઉઘાડમાં ફુલફુલો ઉડે છે, વચ્ચોવચ્ચ ફૂવારો છે, જલધારાઓમાં ફૂલડાં ઉછળે છે.

બાદશાહ જહાંગીર ને બાદશાહબેગમ નૂરજહાન, અંગત પરિવાર સંગાથે, હરિયાળી વૃક્ષઘટાઓમાં થઈને કુંજમાં ફરતાં ફરતાં આઘેથી પધારે છે, બાદશાહને પડખે ખાનખાનાનની ખાનઝાદી બેગમ ખૈરુન્નિસા છે, બાદશાહબેગમને પડખે અર્જુમન્દ બાનૂ સંચરે છે ખાનઝાદી બેગમ ખૈરુન્નિસા ગુજરાતની કુંજઘટાઓ દાખવે છે

કુંજોની ડાળીમાં હેલીને હીંચકે હીંચકતી એક ગુજરાતની કન્યકા ગીત ગાતી હોય છે, )

કન્યકા : મીઠો મોરલો રે ! મ્હારી દેશવાનો કન્ય.

ખેરુન્નિસા: આવી છે અમારી ગુજરાતની કુંજો.
અકબરશાહના જંગ
અંહી ઊતર્યા હતા ખાનખાનાનબાપૂ.

જહાંગીર પૃથ્વીને પગથારે
બેહુસ્તનો જાણે ટુકડો માંડ્યો.
ગુજરાત અજબ દેશ છે.
ગરબાડામાં હાથીઓના શિકાર ખેલ્યા.
માસના માસ મ્હેં ગાળ્યા
ગુજરાતનાં સૌન્દર્ય પી–પીને,
ત્હો યે છીપી નથી મ્હારી તૃષા.
ફરતી સાગરની અખંડઝમઝમતી મેખલા,
ને વચ્ચે વનલક્ષ્મી ભરી કુંજો:
સુન્દરતાનાં સન્તાનોનું જાણે ક્રીડાઉદ્યાન.
ગુજરાત એટલે ફળફૂલની કુંજ.
ને સાગર !–સાગરનાં પ્રથમ જ દર્શન કીધાં.
સાગર એટલે તો જાણે
આકાશ ઉતારી પૃથ્વીએ પાથર્યું.
દરિયાવનો હાથ લંબાઇને જાણે
ઝીલી રહ્યો છે જલહાથેળીમાં સ્થંભતીર્થને.
નર્મદા ને તાપી, મહી ને સાબરમતી
તો જાણે એની ચાર અંગુલિઓ.
મક્કાદ્વારનાં દર્શન કીધાં,
હાજીઓના આશીર્વાદ પામ્યો,

ને ઝૂક્યો સાગરને એ જલહિન્ડોલે.
એમ થાય છે, બાદશાહબેગમ !
પાયતખ્ત ગુજરાતખોળે માંડું.

નૂરજહાન : મથુરા નગરીને સંકેલી
શ્રી કૃષ્ણ પધાર્યા હતા.
નિરખ્યો ત્હેણે–આંબા નીચે,
સૌન્દર્યનો સ્વર્ગરંગી પંખો ?
મયૂરનો માંડેલો પીચ્છકલાપ ?
ખુદાઈ રંગોનું જાણે રંગફલક.

જહાંગીર : ( આંબાછાયે મોર કલા કરી નાચેછ તે નિરખીને
ક્ય્હાં–ક્ય્હાંથી પડો છો, સુન્દરીઓ !
ત્હમે સૌન્દર્યના પાઠ ?
પ્રકૃતિનાં વૃક્ષવેલેથી વીણી વીણી
ધારો છો સૌન્દર્યનાં પરિધાન.
બાદશાહબેગમ ! સ્મરણે છે
ન્હાનપણની એ પ્રેમરમણાઓ ?
શાહબાપૂના ભર્યાભર્યા રાજચોક વચ્ચે
આપેલો મોરપીચ્છનો પેલો પંખો ?

નૂરજહાન : પ્રેમના પ્રથમ પાઠ
ભૂલ્યા કેમ ભૂલાય ?
શાહબાપૂએ એથી તો દેશવટો દીધો'તો
દૂર–દૂરની દુનિયાને છેડે.
ત્ય્હારે તો જહાંગીરશાહે
ઉઘડતા કમળ શા ઉઘડતા.

( મ્હોરની મંજરીઓમાંથી કોકિલા બોલે છે. )

ખાનઆદી! ત્હમારી સૌન્દર્યકુંજોમાં
મધુરપનો ધોધ ગડગડયો.

**ખેરુન્નિસા :** વસન્ત ન્હોતરતી એ તો કોકિલા :
આંબામ્હોર પ્રાશી કંઠ ખોલનારી.

**જહાંગીર :** એને વસન્તવૈતાલિકા કહે છે.
સંસ્કૃત કવિરત્નોની લાડિલી,
કુદરતની કલ્લોલતી રસખંસરી.
કો મહારાણીની પ્રતિહારિકા સરિખડી
પ્રફુલ્લ કંઠે પોકારે છે જગજ્જનોને,
વસન્તપંચમીની પ્રભાતે પ્રભાતે,
કે 'વસન્ત આવી,' 'વસન્ત આવી.'

**નૂરજહાન** જહાંગીર! બુલબુલની મીઠાશ,
ચુમ્બનના મધુરવા સિત્કાર સરિખડી,
જલટપકતી સેર શી, સુકોમલ છે.
ને કોકિલાની મધુરપ તો
જાણે રસધોધમાં હૈયાં ઠાલવ્યાં!

**અર્જમન્દ બાનુ:** એ શબ્દ તો આસ્માન ભેદી ઉડે,
માયો સમાય નહિ ગગનભરમાં.

**નૂરજહાન :** અખંડ ગાજતી હશે એમ, અર્જમન્દ!
ત્હારી યે સાભ્રમતીતીરની કુંજઘટાઓ.
પાણીમાંથી જ જાણે ઉગ્યો,
રાજકમલ શો, ત્હારો શાહી બાગ:
ભમરા-ભમરી શાં મંહી ભરાયાં છો ને!

**જહાંગીર :** આપણે બન્ધાવશું ચાંદાસૂરજનો મહેલ.
ગગનગાજન્તો કોયલનો બોલ બોલે,

બાદશાહબેગમનો સૌંદર્યનો શબ્દ
એવો જ બોલે છે અન્તરિક્ષમાં.
દેશદેશના આસ્માન ભરીને,
હૂરીઓને પણ હરાવતો.
ગુર્જરકુંજમાં કોકિલા ગાજે છેઃ
આલમની ઇતિહાસકુંજમાં એમ ગાજશે
નૂરજહાનની યે સૌન્દર્યકથનીઓ.

**ખૈરુન્નિસા :** બાદશાહે નામ દીધું નૂરે જહાન.
નામનો મહિમા ભજવાય
તો જ બાદશાહ સાચ્ચા પડે ને ?

**નૂરજહાન :** ને એ સૌન્દર્યકથનીઓની પાંખો ઉપર
જગતમાં પરવરશે મ્હારો જહાંગીર.

( ઊંડી કુંજઘટામાંથી બાલિકાનું ગીત આવે છે.)

મીઠો મોરલો રે ! મ્હારી ઢેલડ્યાનો કન્થ.

**અર્જમન્દ બાનુ :** ગુજરાતની કન્યકા ગાય છે
સુણશો ? બીજી કોકીલા બોલે છે.

**બાલિકા :** ( વેલીહિન્ડોરે હિન્ડોલા ખાતી ખાતી ગીત ગાય છે. )

મીઠો મોરલો રે ! મ્હારી ઢેલડ્યાનો કન્થ

ઇન્દ્રનીલ અંગે ઓઢી, પીછડાંમાં ચન્દ્ર;
કંઠ ટહુક્યા આસ, એને કલગીનો આનન્દ;
પાય નાચે નૃત્ય, એવા છબીલાના છન્દઃ

મીઠો મોરલો રે ! મ્હારી ઢેલડ્યાનો કન્થ

**જહાંગીર :** શાહબાશ ! આ શેરડીની પૂતળી !
વાયુને ડોલાવે છે, વેલીને હિન્ડોલાવે છે
ત્હારી મીઠપની હલક.
તુજ સમા કંઠમાધુર્યે ગુર્જરરાષ્ટ્ર ગાજે છે
ત્ય્હાં સૂધી અદ્દભુત ઉછળશે
ગુજરાતની મધુરી કવિતગંગા.

( રાયદા આવી ઓવારણા લે છે. )

**રાયદા :** બાદશાહનાં દર્શને મહાજન આવ્યું છે.
**જહાંગીર :** નગરના નગરશેઠ ને મહાજન ?
આવવા દે, રાયદા ! મહાજનોને.

( રાયદા જાય છે )

શાહબાનૂ ! લતામંડપમાં પધારશો ?
એ લતાઓને યે ધરાવજો
સૌન્દર્યનાં પરિધાન.

[ નૂરજહાન ને સુન્દરીમંડળ લતામંડપમાં સિધાવે છે, બાદશાહ આરસછત્રીને સિંહાસને જઈ વિરાજે છે.
નગરશેઠને પ્રમુખપદે અમદાવાદનું મહાજન શહેનશાહી દરબારે સલામે પધારે છે ]

**નગરશેઠ :** જુહાર, પાદશાહ સલામતને જુહાર.

( સહુ સીજદો કરે છે: હીરા મોતી કિનખાબની ભેટો ધરે છે નગરશેઠ બાદશાહ સમીપે દંડવત્ કરી ચરણમાં પાઘડી મૂકે છે. બાદશાહ ખુશ થઈ જાય છે; નગરશેઠને દાગી, સેલી, માથે પાઘ ધરાવે છે.)

જહાંગીર : નગરના મુગટ છો, શેઠજી !
બાદશાહીની બ્હાંય છો સહુ.
આમ ન હોય, ને ન શોભે.

નગરશેઠ : સૂરજ આવ્યો ને અન્ધારાં રહેશે આંગણે ?
પૃથ્વીના પ્રકાશ ! અમારાં દુઃખો ટાળો.

જહાંગીર : નગરશિરે છત્ર બાંધ્યું'તું શાહબાપૂએ.
એ છત્રછાયામાં તાપ શો ? સન્તાપ શો ?
અહમ્મદાબાદ તો ગિરદાબાદ છે ;
પણ ત્ય્હાંના ઉદ્યોગઉલ્લાસી નગરજનો
ધૂળમાંથી યે સોનું સરજે છે.

નગરશેઠ : અમદાવાદને ઉદ્ધાર્યું બાદશાહબાપૂએ.
સોનાની ટંકશાળ દીધી,
બાદશાહીની ચાર નગરીમાં સ્થાપ્યું.
પણ અમારે શિરે જુલમના થોર ઉગ્યા.
ભોંયરામાં પૂજા ભણવાની,
ને ગુફામાં દેવસ્થાન સ્થાપવાનાં.
પૃથ્વીના પાદશાહ !

જહાંગીર : શેવડો માનસિંહ ત્હમારો ધર્મરાજ,
શાહઝાદો ખૂશરૂ ત્હમારો બાદશાહ ને ?

નગરશેઠ : અન્ધારૂં થયું ને ભૂલા પડયા :
એ ભૂલ સદા ગોખવાની ? ને ભોગવવાની ?
ને ઉભા રહો—ઉભા રહો :
એ ય પાટવી તો બાદશાહનો ને ?
બાદશાહી કુટુંબ બ્હાર તો નથી નમ્યા ને ?
કાળું આવ્યું છે કડકડિયું ;

પૂંછડું પછાડે છે પેલો પૂંછડિયો તારો :
ચારે દિશામાંથી ચાંપો
તો જીવવું કઇ ધરતી ઉપર ?

જહાંગીર : શેઠજી ! બાઝાર નગરશેઠનુ, કિલ્લો સૂબાનો.
એક શાહ, ને બીજો બાદશાહ.
જાવ, ત્હમે બાદશાહને ન પજવતા,
બાદશાહી સૂબેદાર ત્હમને નહિ પજવે

નગરશેઠ : અમારા શ્વેતાંબરી જૈન જ્ઞાનભંડાર
નિરખવા પધારશે પૃથ્વીના પાદશાહ ?
સાગરનું તળિયું દીઠું હોય
ત્હેને જ્ઞાનસાગરનું તળિયું દેખાય.

જહાંગીર : શેઠજી ! તમ શિરે લોકઆળ છે કે
જૈનોએ સરસ્વતીને તાળાંમાં પૂરી.
જ્ઞાનદર્શન તો છે દેવદર્શન :
કરાવશો તો આનન્દે કરીશ.
સ્તંભતીર્થમાં જોઇ ત્હમારી પાંજરાપોળ,
પશુપંખી પ્રત્યેના દયાધર્મ.
ખાનખાનાન ! પાંજરાપોળે મોકલાવજો
પેલો બન્ને હાથ કપાયલો ચોર.
પશુને પાળે તે મનુષ્યને નહિ પાળે ?

[ રુદ્રદત્તની મૂર્તિ કચ્છના રાવ ભારમલને અમનગરના જામ શત્રુને
લેઈ રાજા વિક્રમાદિત્ય આવે છે ]

ચોબદાર : બાદશાહ સલામત.

[ બન્ને રાજાઓ સીજદો કરી નઝરાણાં ધરે છે.]

રાજા વિક્રમાદિત્ય : સાગરતીરના આ સિંહરાજો
રેતીની સમુન્દરપાળ ઓળંગાને
કચ્છ તો છે પેલે કાંઠડે.
કચ્છના ઘોડિલા, ત્હેવા કચ્છી શૂરવીરો.
ને આ કાંઠે છે જામનગરનો જામદુર્ગ.
જામદુર્ગના છે કંઇ અજબ ફૂલશણગાર !
ફૂલકંચુકી ને ફૂલચોરસા ને ફૂલચાદર!
એ માળણ આણી છે
બાદશાહબેગમને ભેટ ધરવાને.
ફૂલમંડલી ભરી, ફૂલવાઘા સજાવી,
ફૂલહિન્ડોલે ઝૂલાવશે આમ્રવનોમાં.

જહાંગીર : વીર છો ત્હેવા રસિક છો.
પૃથ્વીયશસ્વી અકબરશાહે ગુજરાત જીત્યો ;
પાણીઘેર્યો કચ્છનો જલકિલ્લો
ને પાણીપાળનો જયવન્તો જામદુર્ગ
ન્હોતા જીત્યા ત્ય્હારે જગજ્જેતાએ.
બે હજારી ને રાજાની ગજપદવીના
કમરબન્દ બાંધજો ને ભોગવજો.
બન્ને ય બહાદુરો છો યદુવંશના,
સાગરપાળના છો રખેવાળ.

રાવ ભારમલ્લ: હોજે કુન્ભમાં ઘટામંડળનો મહેલ છે
એવાં છે જલવીંટ્યાં મ્હારાં કચ્છનાં કુંડ.
મંહી ખેલે છે પાણીપન્થા ઘોડીલા

ને પવનવેગી સાંઢણીનાં ધણ.
બાદશાહ પધારશે મ્હેમાનીએ ?

રાજા જામ : જામદુર્ગમાં કુંકુમની ઉડે છે છોળ,
ને મોતીની ઉછળે છે ભરતી.
એકએક ખોબલો ધર્યો છે ચરણે:
મોતીનો આંગિયો નઝર કરું છું.
પધારશે પાદશાહ એ મોતીપાળે ?

જહાંગીર : જામ મોતિયુંવાળો સાંભળ્યો'તો :
એ જ આ રાજા જામ ? વિક્રમાદિત્યજી !
એમના કીર્તિઘોષથી તો ગાજે છે
બસ્ખશુખારાના બાઝારોના ચોક.

રાજા જામ : બાદશાહી સલ્તનતની વાડી છે,
અમે તો બાદશાહી વાડીના ફૂલછોડ.
બાદશાહતનો છે ખુશબોનો મઘમઘાટ :
અમારી તો સુગન્ધની એક સેર.

[બાદશાહી જયનાદમાં સદરા ગડગડે છે: સર્વ સભાજન આશ્ચર્ય-ચકિત થાય છે. સભામંડપમાંથી યે સન્નારીઓમાં થઈ નયનતારલા ચમકે છે.

નેજાએ ભાલો લઈ બખતરિયો એક દૂત આવે છે.]

બખ્તરિયો દૂત: ( પાયતખ્તે ભાલો ધરી-સમર્પીને)
બાદશાહ સલામતનાં બુલન્દ ભાગ્ય.
આસ્માન સમોવડ ઉંચાં
ને સૂર્યમંડળ શાં અમ્મર તપો !
સુલ્તાન શાહજાદા દક્ષિણ જીની પધારે છે

બાદશાહી પાયઓસીને કાજ.

જહાંગીર : (વિરલ ઉત્સાહમાં આવી જઈને)
આવ્યો છે–આવ્યો છે એ
જયનોબતવન્તો સુલતાન ખુર્‌રમ
દક્ષિણના વૃદ્ધ વાઘ મલિક અંબરને જીતીને.

(બાદશાહ, ને બાદશાહની પાછળ રાજસભા, ઉઠી શાહજહાનના સત્કારાર્થે પધારે છે. ઘોડેક જતા ટોપકવચને વીરવેશે જમાનાના સિપેહસાલાર શાહજહાન, પાણીદાર મોતીવાની ગતિએ મલપતા, રહાગે મળે છે. બાદશાહ સન્મુખ શાહજહાન સીજદો કરે છે. મુક્તામાળની એક સેર તોડી ધૂટણીએ પડેલા શાહજહાનને માથે ઓવારી દિગદિશામાં બાદશાહ એ મોતી વેરે છે. શાહજહાનને ઉઠાડી ભેટે છે સનામંડપમાંથી જહાંગીરશાહ ને શાહજહાનની ઉપર પુષ્પવૃષ્ટિ થાય છે. સહુ આરસગની ભણી વળે છે.)

જહાંગીર : દક્ષિણના ગિરિદુર્ગો તો
જાણે ગયો ને લેવા, ખુર્‌રમ !

શાહજહાન : દક્ષિણમાં પર્વતમાળાઓ છે,
ખીણો છે, ગિરિદુર્ગો છે;
કુદરતની સહાય છે સુભટોને.
પણ શહેનશાહી પૂર ખાળ્યું ના ખળે.

જહાંગીર : શાહઝાદાઓને યે અપૂર્વ
ત્રીશ હજારી લે, નવાજું છું, ખુર્‌રમ !
ઘૂમાવજે આર્યાવર્તમાં જયડંકે.
નગીનાવાડીએ દીપાવલિ કરજો,
આસ્માન ઉતારજો હોજે કુતબને કાંઠડે.
નગરશેઠજી આજ નગરને જમાડશે.
ગરીબ ફકીર કે ગુણવન્ત કો

